# ધન્યજીવન



મર્હુમ મિ. જેમ્સ એલનના Life Triumphant નો

તરજુમો



- કર્તા -

જાદવરાય હકુમતરાય ઠાકોર



- પ્રકાશક -

વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર, બી. એ.



આવૃત્તિ પહેલી ] [ નકલ ૧૦૦૦

સંવત્ ૧૯૮૭ સન ૧૯૩૧

કિમ્મત ૭ આના

# નિવેદન

**ઘણાં** વર્ષ પર તૈયાર કરેલો આ તરજુમો આજે પ્રસિદ્ધ કરી શકાય છે. મહાત્મા જેમ્સ એલનના ' મેડિટેશન્સ 'નો તરજુમો ' નિત્યપાઠ શિક્ષાપત્રી ' સને ૧૯૧૭માં બહાર પાડ્યો ત્યારે મારી મોટી અભિલાષા હતી કે તેમનાં સઘળાં પુસ્તકોના તરજુમા એક પછી એક ગુજરાતી પ્રજા સંમુખ ઝટ રજુ કરું. મારા વડીલ શ્રી. જાદવરાયજી હકુમતરાયજીએ મારી વિનંતિને માન આપી ચાર પુસ્તક એ રીતે તૈયાર કર્યાં; તેમાંથી ' એઝ એ મેન થીંકેથ 'નો તરજુમો ' કરણી તેવી પાર ઉતરણી ' સને ૧૯૨૦માં છપાવ્યો, તે પછી ' લાઇફટ્રાયંફન્ટ 'ના તરજુમો આજ ૧૦ વર્ષ પછી છપાય છે. એ આખો તરજુમો મારા સ્નેહી રા. ભાઇ હીરાલાલ ત્રિ. પારેખની સૂચનાથી રા. રા. મણિલાલ છબારામ ભટ્ટ કૃપા કરી જોઇ ગયા છે. આટલી મુદતે પણ આ પુસ્તક બહાર આણી શકાયું તેનું માન રા. ભાઇ હીરાલાલ પારેખને ઘટે છે.

પુસ્તકનું નામ ' જીંદગીનું સાફલ્ય ' યા ' જીવ્યું પ્રમાણ '

રાખવા ઇચ્છા હતી, કારણ જેણે અમુક નીતિ નિયમો પાળી જાણ્યા તેણે જ જીવન જીવી જાણ્યું છે; તેનું જ જીવન ધન્ય છે. મારા વિદ્વાન મિત્રે એ નામ બદલી "**ધન્ય જીવન**" રાખ્યું જે યોગ્ય છે. એ ધન્ય જીવન જેણે જીવી જાણ્યું છે, તે આદર્શ કર્મયોગી પૂજ્ય ગાંધીજીનું ચિત્ર ભાઇ કનુ દેસાઇની સંમતિથી મુખપૃષ્ટપર આપ્યું છે.

આ પુસ્તકની પ્રથમ આવૃત્તિની આખી ઉપજ 'વનિતા-વિશ્રામ' તથા 'કન્યાવિદ્યાલય' અમદાવાદને આપી દેવાની છે.

વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર

# શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮ | ૧૨ | સામું | સાચું |
| ૭૨ | ૨૧ | સંપૂણ | સંપૂર્ણ |
| ૭૩ | ૬ | ન્યાયે | ન્યાય |
| ,, | ,, | જાય | જુએ |
| ૮૧ | ૨૦ | અમર અમૃત | અમર |

# પ્રસ્તાવના

**આ** લઘુ પુસ્તક મી. જેમ્સ એલનના "લાઇફ ટ્રાયંફન્ટ" નામના પુસ્તકનો સરળ તરજુમો છે. તરજુમો અક્ષરશઃ નથી પણ બને તેટલો મૂળ લેખકનો ભાવ આણવા પ્રયત્ન કર્યો છે. તેમાં કેટલી સફળતા મળી છે તે તો વાચક સમજી શકે.

આ પુસ્તક જો કે કદમાં નાનું છે તો પણ તેમાં દર્શાવેલા વિચારો ઉત્તમ અને બોધ લેવા લાયક છે. આ સૃષ્ટિમાં મનુષ્યનો જન્મ પૂર્વ ભવમાં કરેલાં પાપ પુણ્યને અનુસરી થયો હોય છે એમ આપણે સમજીએ છીએ. જેવાં કૃત્યો આપણે પાછલા ભવોમાં કર્યાં હોય અને તે ભવોમાં ભોગવવાં બાકી રહ્યાં હોય તેનાં ફળ ભોગવવા આપણને મનુષ્યદેહ ધરવો પડે છે અને તેમાં સુખ તથા દુઃખ તે કાર્યોનાં ફળ રૂપે મળે છે. મનુષ્યજીવ કોણ છે, ક્યાંથી આવ્યો તથા તેને આ દુનિયાનું ઋણ પતાવવાની જવાબદારી કેટલી છે અને તે પતી રહે તે ક્યાં જવાનો, એ બધું આ ગ્રંથમાં દર્શાવેલું છે.

મનુષ્ય પોતાના અજ્ઞાનના અંધકારમાં કુટાયા કરવાથી માયાના મોહમાં લપટાય છે, અને તે ખોટા મોહને લીધે જ તેને દુઃખો ભોગવવાં પડે છે. જે આનંદ તે માની લે છે તે ખરો નહિ પણ માયિક મોહનો હોય છે. એવો આનંદ લાંબો કાળ ટકતો નથી, માટે અખંડ આનંદ મનુષ્યને કેમ મળે, અને જીવ તે જીવ નહિ પરંતુ શિવ છે–પરમાત્મા પોતે જ છે, એવું સમજવા સારુ આ પુસ્તક રચેલું છે.

આ પુસ્તકમાં જે જે વિવેચન કરેલાં છે તે ઉપર દરેક મનુષ્ય સંપૂર્ણ લક્ષ રાખી વર્તનમાં ઉતારે તો તે મોક્ષપદ મેળવી પોતાનું જીવન ધન્ય કરે–જન્મ્યાનું સાર્થક કરી લે, એમાં શંકા નથી.

જાદવરાય હુકુમતરાય ઠાકોર



# અનુક્રમણિકા

| પ્રકરણ | | પાનું |
|---|---|---|




# ધન્ય જીવન

## શ્રદ્ધા અને ધૈર્ય

### ( ૧ )

જેઓ બહાદુરીથી સામનો કરે છે, અને જરાએ ડગમગતા નથી, તેઓ જ જીવનનાં તમામ કૃષ્ણ કૃત્યો ઉપર ખરેખરો વિજય મેળવે છે. અર્થાત્ સંસારનાં સંકટો અને મુશ્કેલીઓ સામે અડગ રહીને, જેઓ પોતાનાં કર્તવ્ય કર્યા જાય છે, તેઓ જીવનને ધન્ય બનાવી મુક્તાવસ્થા પ્રાપ્ત કરે છે. વાચનારની ખાતરી માટે શરૂઆતમાં જ કહું છું કે, આમાં ( જીવનને મુકતાવસ્થા મળવામાં ) જરાએ શંકાવકાશ નથી. વળી આ ગ્રંથના લખાણ દરમિયાન, દૈવી જય અને શાન્ત દૃઢ જીવનનું બંધારણ બાંધનારાં ચારિત્ર્ય અને વર્તન માટે, જે મુખ્ય તત્ત્વો છે, તે પણ હું બતાવીશ. અર્થાત્ જીવનને સાર્થ કરનાર ચારિત્ર્ય અને વર્તનનાં તત્ત્વો પણ આ પુસ્તકમાં આગળ વધતાં સ્પષ્ટ કરવામાં આવશે.

સત્યને વળગી રહેવું, જન્મમરણના લાખો ફેરાઓમાં ઘણાંક દુઃખો ભોગવી, તે ઉપરથી વિવેકજ્ઞાન મેળવી અંતે સુખી થવાય એવો માર્ગ ગ્રહણ કરવો; રાગદ્વેષાદિ અંદરની દરેક નીચ વાસનાઓથી હાર ખાઇજઇ નાસીપાસ નહિ થતાં છેવટ જય મેળવવો; આ રીતે જ પ્રત્યેક મનુષ્યનું દૈવી ભાવી ઘડાય છે, અને આ જ તેનું લક્ષ્યબિંદુ છે. સાધુ, મહાત્મા અને સર્વે સદ્ગુરુઓએ આ બોધ જાહેર કરેલો છે.

સંસારના વર્તમાન વાતાવરણમાં બહુ જ થોડા માણસો પરમપદે પહોંચે છે; જો કે સર્વે પરિણામે તો એ પદ પામે છે. ભૂતકાળમાં આ સ્થાન [પરમપદ] ઉચ્ચ કોટિના કેટલાક જન પામ્યા હતા, અને તેમની સંખ્યામાં કાળના વહેવા સાથે ઉમેરો થતો રહ્યો છે. જીવન રૂપી શાળામાં મનુષ્યો જોકે શિખાઉ વિદ્યાર્થી જેવા છે, અને એ ને એ અવસ્થામાં તેમનો મોટો ભાગ મરી જાય છે તેમ છતાં, અલબત, કેટલાક એવા છે કે, જેઓ આ જન્મમાં જ દૃઢ નિશ્ચય રાખી અજ્ઞાન, દુઃખ અને નીચ વાસનાઓને મહાન્ પ્રયત્નવડે દૂર કરી, જીવનનું સાર્થકય શેમાં રહેલું છે, તેનું જ્ઞાન મેળવા લેઇને, બહુજ સહેલથી શિખાઉ સ્થિતિની પાર નિકળી જાય છે. પોતાની મૂર્ખામી અને દોષો માટે આ દુનિયામાં દુઃખ ભોગવતા હમેશ પડી રહેવાનું નથી. મનુષ્યમાં એવી શક્તિ છે કે, જો તે મન લગાડી મંડ્યો રહે તો, એક ચકોર ને નિડર વિદ્યાર્થીની માફક જીવનકર્તવ્યના પાઠો ઝટ શીખી લે, અને અજ્ઞાન તેમજ દુઃખમાં નહિ પડી રહેતાં, સદસદ્બુદ્ધિવાળું શાન્ત અને વિવેકી જીવન જીવી શકે.

જિંદગીમાં ઉપાધિઓ અનેક છે, અને તેનાં મૂળ પણ ઉંડાં છે, છતાં તે મૂળો શોધી કાઢી નાશ કરી શકાય તેવાં છે. મનુષ્યે પોતાના વિકારો અને આવેગો ઉપર કાબુ મેળવેલ નહિ હોવાથી, એ વિકારો અને આવેગો પ્રતિકૂળ થઇ તેને દુઃખમાં દાબી દે છે. ઉચ્ચ ધ્યેય સાધવામાં આજ્ઞાધીન સેવકની માફક એ જ વિકારો અને આવેગો અનુકૂળ, નમ્ર અને વાળીએ તેમ વળે તેવા હોઇ માણસને મદદગાર થઇ શકે છે. જિંદગીમાં મુશ્કેલીઓનો તો પાર નથી, અને તેને દૂર કરવાનું કામ પણ બહુ કઠિન છે. મનકામનાઓની (ધન,

ધાન્ય પશુ પુત્રાદિક) ફલેષણાઓ અનિત્ય અને ખોટી છે. તે મેળવવાને સ્રીપુરુષ અથાગ શ્રમ લે છે, અને વારંવાર તેમાં આશાભંગ થાય છે, છતાં, એષણાઓ તજાતી નથી. આ કામનાની સ્થિતિ નૈસર્ગિક છે. તે આપોઆપ બહારથી આવીને કોઇના કહેવા કે કરવાથી ઉદ્ભવતી નથી. ઉંડા ઉતરીને જોવામાં આવે તો, તે કેવળ માનસિક-આપણે જ ઉભી કરેલી હોય છે, એટલે યત્નથી તે દૂર ન કરી શકાય તેવી છે નહિ. અર્થાત્ કામનાઓનો ત્યાગ થઇ શકે તેમ છે. મનુષ્યના જીવનક્રમમાં દુઃખને નિત્યસ્થાન મળેલું નથી. મનને એવી ઉચ્ચ સ્થિતિએ પહોંચાડી શકાય કે જ્યાં તેને દુઃખ અને શોકાદિકનો પાસ લાગે જ નહિ. આર્યતત્ત્વજ્ઞાનમાં એટલાજ માટે કહેલું છે કે, મન છે તે જ બંધમોક્ષનું કારણ છે, અને મન જિતાતાં જગત જિતાય છે; વળી એ મનોજય મનુષ્યના જીવનને સફળ-ધન્ય બનાવે છે.

આ વિશ્વમાં અખંડ સર્વસામાન્ય ન્યાય અને સદાચારની સર્વોપરિતા પ્રવર્તે છે એવી દૃઢ શ્રદ્ધા થવી, એ સુખી જીવનનું ચિહ્ન છે. જે મનુષ્ય દૃઢ, શાન્ત અને સ્થિર ચિત્તવાળો થવા ઇચ્છતો હોય, તેણે પ્રાણીમાત્રનું દિલ ભલું ને નિર્મળ છે, એ બાબત શંકા લાવવી નહિ જે મનુષ્ય જ્ઞાનદૃષ્ટિએ જોવા અને મુક્તિનો (મુક્તાવસ્થાનો) આનંદ ભોગવવા માગતો હોય, તેને તો તરત જ સમજાશે કે, જીવનમાં પોતે ઉભી કરેલી અવ્યવસ્થા સિવાય બીજી કોઇ અવ્યવસ્થા છે જ નહિ. અજ્ઞાનાવસ્થામાં ને દુરાગ્રહમાં મનુષ્યનું મન એવો પલટો લે છે કે, તેને આનું ભાન આવવું પણ મુશ્કેલ થઇ પડે છે. અનુભવ અને જ્ઞાન મેળવી શકાય છે, અને જેણે મુક્ત-નિરુપાધિક જીવન ગાળવું હોય, તેણે તો, ખાસ કરીને જ્ઞાન

મેળવવું જ જોઇએ. પ્રારંભમાં એવી શ્રદ્ધા રાખવી કે, જ્યાં સુધી અનુભવ અને જ્ઞાનથી પાકી ખાતરી થાય નહિ ત્યાં સુધી, તેમાં અવિચળ રહેવું-શ્રદ્ધાને વળગી જ રહેવું.

જિંદગીમાં જે દુઃખો પડે છે, તે માણસની કસોટી રૂપ છે. આમ સમજનારને ઘણોજ ઓછો ચચણાટ થાય છે. શ્રદ્ધાળુ માણસ તો આને આમજ સમજી લે છે. જે કંઇ આવી પડે, તે આપણા પોતાના સારા માટે જ છે, એમ સમજી આપણા વર્તનમાં સુધારો કરવામાં આવે તો જિંદગીનાં દુઃખો દૂર કરી શકાય છે. જેઓ જ્ઞાનવાન છે, તેઓ આ પ્રમાણે (દુઃખાદિક આપણી કસોટી રૂપ છે એમ) સમજી પોતાનું વર્તન સુધારી લે છે.

જ્ઞાન રૂપી પૂર્ણ સૂર્યનું દર્શન થતા પહેલાં શ્રદ્ધા રૂપી ઉષાનો પ્રકાશ દેખા દે છે, અને શ્રદ્ધા સિવાય દઢતા, સ્થિર ચિત્તતા અને અભયતા પ્રાપ્ત થતાં નથી. સંકટો આવી પડતાં શ્રદ્ધાળુ માણસ દબાઇ જતો નથી; આફતો આવે ત્યારે છેક નિરાશ થતો નથી; અને પોતાનો માર્ગ ગમે તેટલો વિકટ તથા ભયંકર દેખાય, તોપણ, તે તો પોતાની સામે વિશેષ ઉજ્જવલ માર્ગ અને તેની પેલી પાર આનંદ અને શાન્તિનું સ્થાન જુએ છે.

સત્યનો જય થાય છે, એ વાતમાં જેમને વિશ્વાસ નથી, તેઓ અસત્ય (દુરાચાર) માં ફસાઇ જાય છે, એ પ્રમાણે થવું જ જોઇએ, કારણ કે, જે સદાચારને ઉચ્ચ ગુણ ગણતો નથી, તેનામાં દુરાચારનો ઉદય થવો જોઇએ જ. દુરાચારે જ્યાં સત્તા મેળવી ત્યાં તેના આચરનારને બદલો પણ જરૂર મળવોજ જોઇએ.

જગતમાં એવા લોકો પણ છે કે, જેમને જીવનના યુદ્ધમાં હાર મળવાથી જે જે કંઈ નુકસાન થયું હોય, તે બીજાને લીધે થયું છે, એમ વગર વિચારે બોલે છે. તેમની આજુબાજુના લોકોએ લુચ્ચાઇ ના કરી હોત, અથવા તેમને દગો દીધો ના હોત, તો તેમનું કામ પાર ઉતરત, તેઓ પૈસાદાર થાત યા ખ્યાતિ મેળવત, એમ તેઓ માને છે, એટલું જ નહિ, પરંતુ બીજાઓને મનાવવા મથે છે. બીજાઓએ તેમને કેવી રીતે છેતર્યા, કેમ દગો દીધો અને કેવી રીતે હલકા પાડયા તે બાબત અનેક વાર તેઓ બડબડે છે. તેમની એવી માન્યતા હોય છે કે, તેઓ (પોતે) પૂર્ણ વિશ્વાસપાત્ર, પૂર્ણ નિષ્પાપ, પુરેપુરા પ્રમાણિક અને ભલા દિલના છે, અને બીજા સૌ દુષ્ટ, ક્ષુલ્લક અને કપટી છે. તેઓ કહેતા રહે છે કે, બીજાઓની માફક તેઓ સ્વાર્થી થયા હોત, તો જરૂર તેમને પણ પૈસો અને આબરૂ મળ્યાં હોત. તેમની મોટી ખામી અને તેમની નિષ્ફળતાનું મુખ્ય એક જ કારણ એ છે કે, તેઓ જોઇએ તેથી વધુ નિઃસ્વાર્થી દિલના છે. આમ આત્મશ્લાઘા કરનારા સુજનતા અને દુર્જનતાનો ભેદ પારખી શકતા નથી. મનુષ્યના જાતિસ્વભાવપરથી તથા જગતમાં સુજનતા રહેલી છે, તે સંબંધી તેમની શ્રદ્ધા ઉડી ગયેલી હોય છે. બીજાઓ તરફ તેઓ ખોટી નજરે જુએ છે અને પોતે વિના કારણ દુઃખ ભોગવે છે. આમ તેઓ સમજે છે. પોતામાં કયા દોષો છે તે નહિ શોધતાં તેઓ આખા જગતને દુષ્ટ ધારે છે. જગતના નિયામક તરીકે તેમણે પાપ રૂપી દુષ્ટ દૈત્યને સ્વીકારેલો હોય છે, અને તેથો દુનિયાના વ્યવહારમાં સ્વાર્થી ધમપછાડા સિવાય બીજું કાંઇ તેમને દેખાતું જ નથી સર્વસ્થળે સુજનતાનો હમેશ નાશ થાય છે અને દુર્જનતાને ફતેહ મળે છે, એવું તેઓ જુએ છે. પોતાની મૂર્ખામી,

અજ્ઞાન અને નિર્બળતા નજરે નહિ આવવાથી તેમને એમજ લાગે છે કે, તેમના ભાગ્યમાં અન્યાય, દુઃખ અને દારિદ્ર જ લખેલાં છે.

જે મનુષ્યો પરગજુ અને કૃતાર્થ જીવન ગાળવા ઇચ્છતા હોય તેમણે, અને જે ઉમદા ખવાસના અને જ્ઞાન માર્ગે વળેલા હોય તેમણે તો ખાસ કરીને મનનું આ દુષ્ટ વલણ, જે ધર્મ અને નીતિનું વિરોધી છે, અને અધર્મ તથા અનીતિને ઉત્તેજન આપનાર છે તેનો એકદમ સદંતર ત્યાગ કરી બહાર કાઢી નાખવું જોઇએ. જે મનુષ્ય એમ સમજે છે કે, અપ્રમાણિકતા, દગો અને સ્વાર્થીપણાથી જ દુનિયામાં કાર્યસિદ્ધિ થાય છે, તેના નશીબે નિરંતર સંકટ, શોક અને પરાજય ચોંટેલાં જ છે. જે મનુષ્ય એમ સમજે છે કે, બીજાની સાથે સ્પર્ધામાં ટકી રહેવા તેણે પોતાના ઉચ્ચ ગુણોને દાબી દેવાની ને તે ઉચ્ચ ગુણો પ્રમાણે હમેશ નહિ વર્તવાની જરૂર છે, તે મનુષ્યમાં હિમ્મત અને મનોબળ શી રીતે ખીલે ? અને વળી તે કેવી રીતે સુખ અને શાન્તિ મેળવી શકે ? જે એવું ધારે કે, સત્ કરતાં અસતમાં વિશેષ શક્તિ છે, અને દુર્જન મનુષ્યોને જ જિંદગીની ઉત્તમોત્તમ ચીજો આવી મળે છે, તે પાપવાસનાઓમાં ઘેરાયેલો છે. આ પ્રમાણે ઘેરાયેલો હોવાથી તે નાસીપાસ થાય છે અને અલબત્ થવો જ જોઇએ.

તમને કદાચ એમ લાગે કે, દુનિયા અધમ થઇ ગઇ છે, પાપી પુરુષો ફાવે છે અને સજ્જન માર્યો જાય છે; વળી દૈવયોગ, અન્યાય અને અવ્યવસ્થા સિવાય જગતમાં બીજું કંઇ છે જ નહિ, તો આ વાત ખરી માનતા નહિ. તમારી આંખ ઠગાય છે. તમે અવળી નજરે જુઓ છો. જગતનું સત્યસ્વરૂપ તમે જોયું નથી. કાર્યકારણ ભાવની તમને પહોંચ

નથી, એમ સમજજો. શુદ્ધ હૃદય અને વિવેકદષ્ટિથી તમે જગતને જોશો, તો તેમાં અપક્ષપાત અને શુદ્ધ ન્યાય છે, તે જોઇ શકશો, અને તમને ખાતરી થશે કે, તમારા જોવામાં ફેર હતો. શુદ્ધ વિવેકદષ્ટિએ જોશો તો જ્યાં તમે અનીતિ જોતા આવ્યા હશો ત્યાં નીતિ, ગેરવ્યવસ્થાને ઠેકાણે વ્યવસ્થા અને અન્યાયને ઠેકાણે ન્યાય હશે.

જગતની રચના મેળવાળી એટલે વ્યવસ્થિત છે—ગોટાળા-વાળી નથી; તેમાં પાપીનું શ્રેય થતું નથી. ખરી વાત છે કે, જગતમાં દુર્જનતા ઘણી છે. પણ તેવું ના હોત તો નીતિના ધોરણની જરૂર રહેત નહિ. જગતમાં દુઃખ પણ ઘણું છે અને પાપ તથા દુઃખ, કાર્ય અને પરિણામ, તે આઘાત તથા પ્રત્યાઘાત રૂપે છે. તેજ પ્રમાણે એ પણ ખરુંજ છે કે, દુનિયામાં સૌજન્ય પણ ઘણું છે. શાશ્વત આનંદ પણ ઘણો છે, અને સૌજન્ય તથા આનંદ, કાર્ય અને પરિણામ રૂપ છે.

દેખીતો અન્યાય, ભારે દુઃખ તથા આફતથી ડગે નહિ, એવી જેને સૌજન્ય—સદાચારની સત્તા તથા શ્રેષ્ઠતામાં શ્રદ્ધા હોય છે, તે માણસ શંકા વિશંકા તથા નિરાશા રૂપી પિશાચોને મારી હઠાવે છે. એવી હિમ્મતથી સઘળા અણધાર્યા પ્રસંગ, કસોટી અને વિટંબણાઓ પર તે જય મેળવે છે. કદાચ તે પોતાની બધી યોજનામાં પાર પડે નહિ; તેને ઘણી વાર નિષ્ફળતા મળે, પણ જ્યારે તેને નિષ્ફળતા મળે, ત્યારે તે વધુ ઉમદા નિશ્ચય કરવાને તૈયાર થાય છે, અને વધુ સાહસ કર્મ કરી ઉંચે ચઢવા યત્ન કરે છે. નિષ્ફળતા કેમ મળે છે, તેનો તેણે પ્રથમ ખ્યાલ કર્યો હોત તો બહુ સારી ફતેહ મેળવત. આવા મનુષ્યનું જીવન વૃથા જતું નથી, અને કદી જઇ શકે

પણ નહિ. કેટલીક બાબતોમાં જય ના મળે, પણ તેથી તેના ચારિત્ર્ય અને વર્તનના પરિણામ રૂપી સાંકળની નબળી કડીઓ તૂટી જશે, અને તેનું આખું એ જીવન વધારે મજબુત ને ખામી રહિત બનશે.

યુદ્ધમાં શત્રુની તોપોના ગોળા ઝીલતું અને જંગલી હુમલાઓ સામે જે પશુબળ સ્વસ્થ રહે છે—અડગ રહે છે તે પશુબળ જીવન કલહમાં હારી જાય છે; તેના હૃદયને ખળભળાવી નાંખતા વિકારો સામે નિર્બળ બની જાય છે. યુદ્ધની કટાકટીમાં બીજાને હરાવવા માટે જે હિમ્મતની જરૂર છે, તે કરતાં વધારે ઉંચા પ્રકારની અને દૈવી હિમ્મતની જરૂર તો શોક તથા નુકસાનના પ્રસંગે પોતાની જાત ઉપર કાબુ રાખવા માટે જોઇએ છીએ. આવી દેવતાઈ હિમ્મત શ્રદ્ધાળુમાં જ હોય છે.

ઈશ્વરના અસ્તિત્વ બાબતની એકલી માન્યતા, જેને લોકો સામાન્ય રીતે શ્રદ્ધા તરીકે માની લે છે, તે કંઇ કામની નથી. ઈશ્વર, અવતાર, સૃષ્ટિ વગેરે સંબંધી માન્યતાઓ તો કેવળ ઉપરચોટિયા રીત રિવાજને અનુસરીને ઉભી થયેલી હોય છે. તે મનુષ્ય જીવનની રગેરગમાં ઉતરતી નથી, અને તેનામાં શ્રદ્ધા ઉત્પન્ન કરવાની શકિત નહિ હોવાથી આવી માન્યતા તથા શ્રદ્ધાને અનુસરવું તેમાં અને અંતઃકરણની શ્રદ્ધામાં ફેર છે. ઘણીએ વાર એવું જોવામાં આવે છે કે, જેઓ ઈશ્વર, અવતાર અને ધર્મપુસ્તક સંબંધી પોતાની માન્યતાઓને ચીવટથી વળગી રહે છે, તેમનામાં જ શ્રદ્ધા ઘણી ઓછી હોય છે; કારણ કે, જ્યારે કંઇ નજીવું સંકટ આવી ઉભું રહે છે, ત્યારે તેઓ બડબડાટ કરે છે, નિરાશ થાય છે, કે બળાપો કરે છે. જિંદગીની અનિવાર્ય બાબતો

ઉપર ક્રોધ કરવાની, ચિંતા દર્શાવવાની, નિરાશ થવાની અને બળાપો કરવાની, જો મનુષ્યને ટેવ પડી ગઇ હોય તો, તેણે સમજી લેવું કે, તેનામાં ભલે ધાર્મિક માન્યતા કે આધ્યાત્મિક વિદ્યાનું જ્ઞાન હોય, પરંતુ તેનામાં અડગ શ્રદ્ધા તો છે નહિ જ; કારણ કે, જ્યાં શ્રદ્ધા છે ત્યાં હિમ્મત છે, ધૈર્ય છે, દઢતા છે અને શક્તિ પણ છે.

માણસના અભિપ્રાયોને બહુ વજુદ ના આપવું; કારણ કે, તે તો એકાદ નવો વિચાર સ્ફુર્યો કે તરત જ બદલાવાના. જગતના ક્રમમાં એટલે કે આ જીવનરૂપી નાટકમાં તે ફીણના પરપોટા રૂપ હોવાથી બહુ ઓછો ભાગ ભજવે છે. એ બધા અભિપ્રાયો આપનારાઓનો અંતરાત્મા એક જ છે. જેઓમાં સદાચાર (સૌજન્ય) નથી, તેઓ અધર્મી છે, પછી ભલે તેઓ મંદિરના પૂજારી યા દર્શને જનારા હોઇ ઇશ્વરમાં શ્રદ્ધા હોવાનું મોટું આડંબર કરતા રહે. જેઓ સદાચારે ચાલે છે, તે ભગવતી છે; પછી ભલે તે કોઇ પંથના ના હોય. બડબડાટ અને બળાપો કરનારા જ શ્રદ્ધા રહિત અને નાસ્તિક હોય છે. સદાચારમાં સામર્થ્ય નહિ હોવાનું જેઓ કહે છે, અને પોતાના જીવન તથા રહેણીકરણી દ્વારા દુર્જનતામાં સામર્થ્ય હોવાનું બતાવે છે, તથા તેની સ્તુતિ કરે છે, તેઓ તો ખરેખર નાસ્તિક જ છે. શ્રદ્ધાથી એવી દૈવી હિમ્મત આવે છે કે, જે જીવન દરમિયાન આવતી નાની નાની અને નજીવી મુશ્કેલીઓ તથા અસંતોષને દૂર કરે છે. ભલે એકવાર હાર ખવાય તેથી શું ? એથી તો અમુક કાર્યની સિદ્ધિ માટે 'એક પગલું આગળ વધ્યા' એવી મજબુત ભાવના સ્ફૂરી આવે છે. જે દુઃખ ખમવે દઢ છે, ધીરજ ધરી સબુરી રાખે છે, અને

ઉત્સાહથી પરિશ્રમ લે છે, તે મનુષ્ય દરેક બાબતમાં સચ્ચાઇનો, અને લોક કલ્યાણનો ઉમદા નિયમ જુએ છે, તેના મનમાં બળ અને બુદ્ધિના પૂર્ણ વિજય ઉપર દઢતર વિશ્વાસ રહે છે. આટલા માટે હે માનવી! તારા હૃદયમાં શ્રદ્ધા રૂપી દીપ પ્રકટાવ, અને તેનાં તેજસ્વી કિરણોવડે આ પ્રપંચપૂર્ણ અંધકારમાંથી બહાર નિકળી જા. શ્રદ્ધાનો પ્રકાશ ઝાંખો છે, એટલે જ્ઞાન રૂપી સૂર્યના પ્રકાશ સાથે એને સરખાવી શકાય નહિ, પરંતુ તે પ્રકાશ નિરાશા રૂપી ગાઢ અંધકારમાંથી, શંકા રૂપી ધુમ્મસમાંથી, આધિ વ્યાધિ રૂપી સાંકડી ને કાંટાવાળી ગલીઓમાંથી અને લાલચ તથા સંકલ્પ વિકલ્પ રૂપી ભૂલ ભૂલામણીવાળા વિષમ માર્ગમાંથી સહી-સલામત રીતે બહાર લઇ જવાને પુરતો છે. વળી તે પ્રકાશવડે હૃદય રૂપી જંગલના ક્રૂર વિચારો રૂપી હિંસક પ્રાણીઓને દૂર કરી-મારી હઠાવી આગળ વધે છે, અને કાર્ય-સિદ્ધિ રૂપી ઉંચા શિખર ઉપર તથા નિર્દોષ જીવન રૂપી ખુલ્લા મેદાન ઉપર જ્યાં શ્રદ્ધા રૂપી ઝાંખા પ્રકાશની જરૂર લાગતી નથી, ત્યાં સુખેથી પહોંચી શકે છે. આ પ્રમાણે તમામ અંધકાર એટલે અજ્ઞાન, શંકા, દોષ તથા દુઃખ તજવાથી મનુષ્યને અપૂર્વ અંતર જ્ઞાન થાય છે. જીવનની ઉચ્ચ પાયરીએ તે ચઢે છે, (તે ઉચ્ચ કોટિમાં જાય છે) અને જ્ઞાન રૂપી પૂર્ણ ને ઉત્કૃષ્ટ પ્રકાશમાં આત્મસંયમી તથા શાન્ત રહીને પોતાનો વ્યવહાર ચલાવે છે.



१५७२३

# માણસાઇ અને સન્નિષ્ઠા

## ( ૨ )

દેવ થવાની ઇચ્છા રાખનારે પ્રથમ, પુરુષને છાજતા ગુણ ધારણ કરવા જોઇએ, અને દેવી થવા ઇચ્છનાર સ્ત્રીએ પણ દેવતાઇ રૂપ ધારણ કરતા પહેલાં સ્ત્રીને છાજતા ગુણો ધારણ કરવા જોઇએ. નૈતિક દૃઢતા સિવાય કોઇ પણ સ્ત્રી યા પુરુષ સદાચારી થઇ શકતાં નથી. ખોટાં હાસ્ય, દંભ, ખુશામત, કુટિલતા અને બહારની શરમ હેઠળ છુપાઇ રહેલું બગભકત-પણું–એ બધાને જડમૂળથી ઉખેડી નાંખો. અર્થાત્ તે બાબત મનમાં વિચાર પણ આવવા દો નહિ. પાપી મનુષ્યનું મન પહેલેથી જ નબળું અને બાયલું હોય છે. તેના મોં ઉપર તેજ હોતું નથી, જ્યારે સદાચારી માણસ દૃઢ અને હિમ્મત-વાન હોય છે. તેના મુખપર સદાચારની તેજી ઝળુકી રહે છે. સ્ત્રી પુરુષોને હું સદાચારી થવાનું કહું છું, તેનો અર્થ એ છે કે, તેમણે દૃઢ, સ્વતંત્ર તથા સ્વાશ્રયી થવું. હું તેમને નમ્ર, શુદ્ધ–ચોખા દિલના અને સહનશીલ થવાનો ઉપદેશ કરું છું તે ઉપરથી તેમનામાં નબળાઇ કે બાયલાપણું આવે, એવો ઉપદેશ જેઓ સમજે, તેઓ મારી શીખનો મોટે ભાગે ઉંધો અર્થ કરે છે. સ્ત્રી પુરુષોને છાજતા ગુણો જેમનામાં હશે, તેઓ જ આ દૈવી સૌજન્યના ગુણો સમજી શકશે. વ્યવહા-રોપયોગી નૈતિક ગુણો તથા ઉંચા પ્રકારની શુદ્ધ બુદ્ધિ અને ઇમાનદારી ઉપરાંત સામાન્ય મનુષ્યમાં દેખાતો પ્રબળ જુસ્સો, પૌરુષ અને તેજ જેમનામાં છે, તેઓજ પોતાનું જીવન સાર્થ કરી શકે છે.

જે પશુબળ—જોમ તમારા દિલમાં જુદાં જુદાં રૂપે ઉછાળા મારી રહેલું છે, અને જેના આવેશમાં દોરવાઇ જઇ, તમે તમારો ઉચ્ચ જાતિ સ્વભાવ ભૂલી જાઓ છો, અને જેના પરિણામે તમારું ગૌરવ ને માન આબરૂ ખુઓ છો, તે જ જોમ ( બળ ) જો સંયમ કરી, તથા તાબે રાખી સુમાર્ગે દોરવાય તો તમને એવું દૈવી બળ આપે, કે જેથી તમને પૂર્ણ જીવન અને જીવ્યું પ્રમાણ કર્યાનો ઉત્તમોત્તમ પ્રકારનો અખંડ આનંદ પ્રાપ્ત થાય.

તમારી અંદરના વિકારો—જેવા કે—કામ, ક્રોધ, લોભ, મોહ અને મત્સર—વગેરેને જેર કરવા જોઇએ, વા તે કાબુમાં રહે, એમ તેમને કેળવવા જોઇએ. તમારે તમારા હૃદયના, તમારા મનના અને તમારા દેહના સ્વામી થવું જોઇએ. મનુષ્ય જ્યારે તેના વિકારોને દૈવી સંપતના માર્ગે નહિ દોરતાં છુટા મૂકી દે છે, ત્યારે તે નાસ્તિક અને અધમ થઇ જાય છે. તમારા વિકારો—ઇન્દ્રિયોએ તમારા સ્વામી—દોરવનાર તરીકે નહિ, પરંતુ તમારા નોકર યા ગુલામ તરીકે રહેવાનું છે. શમ અને દમનો ઉપયોગ કરી તેમને જો તમારા કાબુમાંથી ચસકવા દેશો નહિ અને યોગ્ય માર્ગે વાળશો તો, તેઓ તમોને અધીન રહી ખરા ઉમંગથી તમારું કામ કરશે.

તમે 'પાપી' નથી. તમારા શરીરનો કે મનનો એવો કોઇ ભાગ નથી કે જે પાપી હોય. કુદરત ભૂલો કરતી નથી. સૃષ્ટિનું બંધારણ સત્ય ઉપર રચાયેલું છે. તમારાં બધાં કર્તવ્ય, બુદ્ધિબળ અને ક્રિયાશકિત સત્યશાલ છે અને તેમને યોગ્ય દિશાએ—માર્ગે વાળવામાં જ ડહાપણ, સત્યતા અને આનંદ રહેલાં છે. જો તેમને ઉલટે માર્ગે જવા દેવામાં આવે તો તેમાંથી અનર્થ, અધર્મ અને દુઃખ જ ઉત્પન્ન થાય છે.

ક્રોધ, દ્વેષભાવ, બુભુક્ષિતા, તથા અનુચિત અને નીતિવિરુદ્ધના સુખભોગની હદ ઓળંગી જવાથી મનુષ્ય તેના શરીરનો નાશ કરે છે, એટલુંજ નહિ, પરંતુ સંસારી જીવનને વગોવે છે. કુમાર્ગગામી મનુષ્યોએ બીજા કોઈને જ નહિ, પરંતુ પોતાની જાતને જ પોતાના અધઃપાત માટે દોષ દેવો જોઇએ.

પોતાની જાત હલકી ના પડે એટલું સ્વમાન તો દરેક માણસને હોવું જોઈએ. તેણે પોતાનું મન હમેશ કાબુમાં રાખવું, તોફાન અને ધાંધલથી દૂર રહેવું, કદાપિ ક્રોધ કે તોફાની વૃત્તિ ઉત્પન્ન થાય નહિ, બીજાનાં કાર્યો અને અભિપ્રાયથી ખોટું ના લાગે અને ગાળો દે એવા વિરોધી લડવાડિયા સાથે નિરર્થક વાદવિવાદ કરવાનું મન થાય નહિ, એવા ઉમદા વિચારના થવું જોઇએ.

શાન્ત, વિનયી અને સાચા મનની મોટાઇ, એ પ્રૌઢ અને પૂર્ણ માણુસાઇનું લક્ષણ છે. બીજાને માન આપી તમારું માન જાળવો. તમારો કાર્યપ્રદેશ તમે જ પસંદ કરો, અને જરાએ ધાસ્તી રાખ્યા વગર દઢ ચિત્તે ચાલ્યા જાઓ, તથા બીજાના કામમાં વગર કારણે માથું મારવાની વૃત્તિ તજો. સત્ય માર્ગે ચાલનાર માણસમાં દ્વંદ્વ ગુણો ભળેલા તેમજ એકસૂર થયેલા હોય છે. જેની માણુસાઈ નીતિના નિયમો ઉપર ઘડાઈ હોય, તે મનુષ્ય પોતાની નીતિને તજ્યા વગર બીજાની સાથે નમ્રપણે અને વિવેકથી જ વર્તે છે. સત્યનો એક અંશ પણ છોડયા કરતાં શાન્તિથી મરવું વધારે પસંદ કરે એવું વજ્ર સમું મનોબળ જેનામાં હોય, તેમજ ભૂલચૂકથી જેની સાથે દુશ્મનાવટ ઉભી થઇ હોય તેવાને બચાવી લે એવો મૃદુભાવ જેનામાં હોય, તે મનુષ્ય

દેવ જેવો પરાક્રમી ગણાય છે. જે કાર્ય કરતાં તમારું હૃદય કંપે તે કાર્ય કરતા બંધ થાઓ, અને જે કાર્ય કરવાથી તમારા હૃદયને ધોકો ના પહોંચે તે કાર્ય કરો. જેઓ આ પ્રમાણે વર્તતા હોય તેમને માન આપો, પછી ભલે તેમની મનોવૃત્તિ તમારાથી ઉલટી દિશામાં દોરાતી હોય. જેઓ તમારાથી જુદા ધર્મ યા સંપ્રદાયને અનુસરતા હોય, તેમની દયા ખાવી, એ તો મનની હલકાઇ દેખાડે છે. અમુક માણસ અજ્ઞેયવાદી યા નાસ્તિક હોય, બૌદ્ધ યા ખ્રિસ્તી ધર્મ પાળનાર હોય તેથી શું ? તેની દયા ખાવી ? તે અમુક સંપ્રદાયનો નથી, અથવા તે અમુક માન્યતા માનતો નથી, એવું માની ઘૃણા કરવી, એ દયા નહિ પરંતુ તિરસ્કાર કહેવાય. નબળા, દુઃખી અને નિરાધાર માટે લાગણી થવી, એ દયાનું લક્ષણ છે. દયાળુ માણુસ એવું નથી બોલતો કે 'હું તમારી દયા ખાઉં છું.' તે તો દયાભાવનાં કામ કર્યે જાય છે. જેઓ પોતે બાહોશ અને સ્વાશ્રયી હોય, જેમને પોતાનો રસ્તો નક્કી કરવાની, અને તે રસ્તે બહાદુરીથી જવાનો હિમ્મત હોય, તેમને માટે દયા ખાવી એ તો પતરાજી કહેવાય ! મારા કે તમારા સંપ્રદાયને તેણે તેની મરજી વિરુદ્ધ શા માટે વળગી રહેવું ? હું જે કહું યા કરું તે તેની બુદ્ધિ કે હૃદયને ખરું લાગશે તો તે મારી સાથે રહી મને મદદ આપશે. પરંતુ મારો કાર્યપ્રદેશ તે તેનો કાર્યપ્રદેશ ના હોય, તો તેથી તે કંઇ મનુષ્ય મટી જતો નથી. તે તેની ફરજ બજાવે છે, જે કદાપિ મારે બજાવવાની ના પણ હોય. જે મનુષ્ય ટેકવાળો અને પોતાનું કર્તવ્ય શું છે તે સમજે છે, તે મને મળે તો હું તેને એક મનુષ્ય તરીકે માન આપું. તે મારા વિચારો નાકબુલ કરે તેથી તેનો તિરસ્કાર કરવો એવો વિચાર મારા મનમાં કદાપિ આવે નહિ.

યમ નિયમવાળી આ સૃષ્ટિમાં માથે લીધેલાં કામ અદા કરવાની શક્તિવાળા અને પોતે પોતાને દોરવનાર બનવું હોય તો આપણે આપણી લાગણીઓ ઉપર કાબુ રાખવો જોઇએ; અને બીજાઓની સ્વતંત્ર ઇચ્છાને માન આપવું જોઈએ. જો ખબરદાર અને મરદ થવું હોય તો મોટા દિલના અને ઉદાર મનવાળા થવું જોઇએ. જન્મ તથા મરણનાં દુઃખોનો અંત આણવો હોય તો આપણી પ્રકૃતિના હલકા વિચારોની પાર જવું જોઇએ.

મનુષ્યો પોતાની નબળાઇ માટે દિલગીરી બતાવે છે, અને દિલનાં દુઃખ તથા મનની અધોગતિ માટે રોદણાં રડે છે. મોક્ષનો માર્ગ કેવો સરલ છે, અને તે પ્રાપ્ત કરવાનું કાર્ય કેવું ઉમદા છે, એ તમારા લક્ષમાં છે? મોક્ષ માટે તમે તમારા અહંભાવ ઉપર જિત મેળવો, અને મનની નિર્બળતાનો ત્યાગ કરો. નીચ અને તાજ્ય ગુણોવાળો અહંભાવ મનુષ્યનો ખરેખરો દુશ્મન હોઇ તજવા જેવો છે. નિર્માલ્યતા અને દુષ્ટતાથી ભરેલી સ્વાર્થવૃત્તિ, જે તમારું ક્રૂર હાસ્ય કરે છે, તેનો હૃદયમાંથી સમૂળો નાશ કરો. નિર્માલ્ય અને અઘટિત લાલસા, નીતિવિરુદ્ધ મનકામના અથવા અયોગ્ય દેહપ્રીતિ તથા સુકુમારતાને ઉત્તેજન આપશો નહિ. તમારા હૃદયમાં તેમને સ્થાન નહિ આપતાં અડગ નિશ્ચય અને ખબરદારીથી તરત દૂર કરજો. મનુષ્યે પોતાના મનને પુરેપુરું વશ રાખવું જોઇએ. મનના વેગોને યોગ્ય દિશામાં દોરવવા, તેનામાં શક્તિ હોવી જોઇએ. લાગણીઓનો દોરવ્યો દોરવાય તે પહેલાં તેનો ઉપયોગ કેવી રીતે કરવો, તે તેણે સમજવું જોઇએ. સાંસારિક સુખભોગોની અનુભુક્તિમાં પરવશ થઇ જવાય, અને કામનાઓના પૂર્ણ ગુલામ થવાય, એવી સ્થિતિ મનુષ્યે કદી લાવવી નહિ. માણસે પૂર્ણકામ થઇ હરેક સ્થિતિમાં મનના

સ્વામી થવું જોઇએ. પોતાની મનોવૃત્તિને એવી રીતે કેળવીને દોરવવી કે તે અંકુશમાં રહે. આ રીતે જ નિસર્ગનિયમોને અનુકૂલ થવાય છે. નિયમની વિરુદ્ધ જવું, એ મનુષ્યની મોટામાં મોટી ભૂલ છે. સઘળાં પાપ અને શોકનું મૂળ તે નિયમભંગ છે. અમુક નિયમ બાજુએ મુકી બીજાઓને પોતાની ઇચ્છાનુસાર વર્તાવી શકાશે એવું માણુસ અજ્ઞાનમાં ધારે છે. પરન્તુ એ રીતે તો તે પોતાની શકિતનો નાશ કરે છે. હઠીલાઇ. અજ્ઞાન, પાપ, હુંપદ, અને મનસ્વિતા દૂર કરી મનુષ્ય પોતાની જાતપર કાબુ મેળવી શકે, તે જ તેની મરદનગી અને દૈવી શક્તિ બતાવે છે. જેમ કોઇ બાળક તેના બાપની ઇચ્છા સમજી તેને માથે ચઢાવે છે; તેવી જ રીતે તેને તેના જીવનના નિયમની પુરી સમજ પડે છે, ને તે નિયમોને તે ત્યારે જ માન આપે છે. તેનાં સઘળાં કાર્ય અને શકિતઓના દોરી તેના હાથમાં રહી તેનો ઉપયોગ સ્વાર્થનાં અને લોભનાં કામોમાં નહિ કરતાં, ડહાપણ ભર્યાં પરમાર્થી કામમાં કરશે. ટાળી ન શકાય એવી એકે આદત નથી, જેર ન કરી શકાય એવું એકકે પાપ નથી; સમજીને દૂર ન કરાય એવું એકકે દુઃખ નથી. તેથી "મનુષ્યે પોતાની યોગ્યતા મુજબ બધી વસ્તુઓપર પોતાનો અમલ રાખવો. સંસારની અંદર તેણે ભિખારી, દાસીપુત્ર, કે ધોલાઇયાની પેઠે ચોરી-છુપીથી જોવાનું, ચોરી કરવાનું કે ખૂણે ભરાઇ બેસ-વાનું નથી."

અડગ સ્વાશ્રય પર નિર્ભર રહેવું, એ દૈવી નિયમ છે, એટલે તેને અનુસરવું જોઇએ જ. માણુસ જ્યારે બીજાઓ ઉપર જોરજુલમથી અધિકાર મેળવે છે ત્યારે તે ગર્વિષ્ઠ અને, ઘણોજ અભિમાની થઇ જાય છે. આવો મહાન્ અધિકાર

અને આવી અપ્રતિહત સત્તા તે પોતાના મન ઉપર ચલાવતો નથી, અને તેમ કરવાની તેનામાં શક્તિએ હોતી નથી. આત્મસંયમ અને તે સાથે બીજાઓ પ્રતિ નમ્ર વર્તન જેનામાં હોય, તે ખરી મરદાનગીવાળો પુરુષ કહેવાય.

પ્રથમ તો મનુષ્યે પ્રમાણિક, નિખાલસ, અને સત્યનિષ્ઠાવાળા થવું જોઈએ. છેતરપિંડી, એ અજ્ઞાનપણાની મોટી મૂર્ખાઈ છે. આ જગતમાં છળભેદ જેવું દુષ્ટકામ બીજું એકે નથી. બીજાને છેતરવામાં મનુષ્ય મોટે ભાગે પોતાને જ છેતરે છે. દરેક માણસે કાવાદાવા, હલકાઈ અને ઠગવિદ્યાથી એટલા બધા દૂર રહેવું કે, જેથી જરા પણ શરમ કે સંકોચ આણ્યા સિવાય સર્વજન સંમુખ ચોખ્ખા દિલથી ધીરપણે ઉભા રહી શકાય. જે મનુષ્યમાં સત્યનિષ્ઠા ના હોય, તે ઉભા કરેલા કૃત્રિમ ચાડિયા જેવો છે; અને તે જે કામ હાથમાં લેશે તે નિર્માલ્ય તથા નિરુપયોગી નીવડશે. ખાલી વાસણમાંથી પોકળ અવાજ સિવાય બીજું કંઈ નીકળે નહિ, તેમ જુઠા મનુષ્યના દિલમાંથી મિથ્યા ભાષણ સિવાય બીજું કંઈ બહાર આવે નહિ.

ઘણા મનુષ્ય અંતરથી છળભેદુ નહિ હોવા છતાં કેટલીકવાર વગર વિચારે નજીવી બાબત માટે દગલબાજી કરે છે. આથી તેઓ તેમના સુખને ધોકો પહોંચાડી તેમના ચારિત્ર્યના નીતિ બંધારણનો નાશ કરે છે. આમાંના કેટલાક લોકો નિયમસર મંદિરે જતા હોય છે. ત્યાં તેઓ દરરોજ વખતોવખત પોતાનું હૃદય તથા જીવતર વધુ નિર્દોષ થવા પ્રાર્થના કરતા રહે છે; તેમ છતાં પણ ત્યાંથી બહાર નીકળ્યા કે તરત પોતાની વિરુદ્ધના પક્ષની અર્થાત્ વિરોધીની નિન્દા કરવા મંડી જાય છે. અરે, એથી પણ ખરાબ વાત

તો એ છે કે, પોતાનો મિત્ર જેની સાથે રૂબરૂમાં ખુશ મિજાજથી મધુરી વાતચીત કરે છે, તેની જ પુંઠે તે હાંસી તથા નિન્દા કરે છે. આમાં દિલગીરી ભર્યું તો એ છે કે, તેમની બુરાઈનું ભાન તેમને હોતું નથી તેથી તેમના મિત્રો જ્યારે તેમને તજે છે, ત્યારે તેઓ આખા સંસાર અને મનુષ્ય માત્રના કપટી તથા દંભી વર્તન બાબત ફરિયાદ કરે છે, અને દયામણે ચહેરે કહે છે કે, "આ સંસારમાં સાચા મિત્ર કોઇ નથી."

ખરેખર, આવા લોકો સાથે કાયમની મિત્રાચારી હોઇ શકે નહિ; કારણ કે, ભલે નર્યું જુઠાણું કદાપિ દેખાય નહિ તોપણ તેનો ભાસ તો થાય છે અને જેઓ વિશ્વાસ રાખે નહિ કે સામું બોલે નહિ, તેમને વિશ્વાસુ કે સજ્જન પુરુષ મળી શકે નહિ. બીજાઓ સાથે પ્રમાણિકપણે વર્તો એટલે બીજાઓ (સામા માણસો) પણ તમારી સાથે પ્રમાણિકપણે વર્તશે. દુશ્મનનું ભલું ચહાઓ અને મિત્રની ગેરહાજરીમાં તેનો પક્ષ લો. મનુષ્યના જાતિસ્વભાવ ઉપરથી તમારી શ્રદ્ધા ઉઠી ગઇ હોય તો, તમે કંઇક આડે રસ્તે ઉતર્યા છો કે કેમ, તેની તપાસ કરો.

કોન્ફ્યુશિયસના નીતિશાસ્ત્રમાં સત્યનિષ્ઠાને "પાંચ મહાન્ સદ્‌ગુણો"માંનો એક હોવાનું જણાવ્યું છે. એ વિષે તે કહે છે કે, "આપણા ચારિત્ર્યને શોભા આપનાર સત્યનિષ્ઠા જ છે, તે સિવાય આપણાં ઉત્તમ કાર્યો નિર્માલ્ય ગણાશે". સદ્‌ગુણી જણાતો મનુષ્ય છળભેદુ ગણાશે અને જાહેરમાં આવેલો જે પુરુષ તેના તેજથી ( જ્ઞાનથી ) આપણને આંજી નાખે છે તે પણ ક્રોધાવેશના સહેજ પણ

ઝપાટામાં આવ્યો કે પડયો સમજવો. મન નિર્દોષ થાય તે માટે તમારે તમારી જાતને છેતરતા બંધ થવું જોઇએ. જે પ્રમાણે દુર્ગંન્ધથી આઘા નાસો છો તે પ્રમાણે દુર્ગુણથી પણ દૂર રહો. જેમ સુંદર વસ્તુને ચહાઓ તેવી જ રીતે સદ્ગુણ ઉપર પ્રેમ રાખો. આમ કર્યા સિવાય સ્વમાન રહેશે નહિ. ઉચ્ચ કોટિના અથવા જ્ઞાની મનુષ્યને માટે એકાંતમાં, નવરાશના વખતમાં પણ આ કારણસર સાવધ રહેવાનું છે.

દુર્જન માણસ તેનો નવરાશનો વખત છુપી રીતે દુરાચારી વર્તનમાં ગાળે છે: તેના પાપની હદ હોતી નથી. નિર્દોષ મનુષ્યની સામે તે છળભેદ રચી પોતાના સદ્ગુણો જ બતાવે છે; પરંતુ સૂક્ષ્મદષ્ટિએ જોનાર તેનું ખરું વર્તન જ્યારે જોઇ જશે ત્યારે તેનો આ ઢોંગ તેને શો લાભ આપશે? "એવું કહેવાય છે કે, ઘણાની નજરે ચઢયા હોય અને જેના તરફ ઘણાનું લક્ષ જતું હોય તેનું વર્તન સૂક્ષ્મ રીતે જોવાય છે. તેથી સચ્ચરિત મનુષ્યે એકાંતમાં પણ અતિશય સાવધતાથી રહેવાની જરૂર છે." અર્થાત્ સત્યનિષ્ઠાવાળા મનુષ્યે તેનાં વાણી કે વર્તન સંબંધી ચર્ચા-ટીકા થાય તેથી શરમાવાનું કારણ રહેતું નથી. તેના પ્રમાણિક સ્વભાવને લીધે તે તેના મિત્રામાં નીડર અને સંકોચ વગર ફરીહરી શકે છે. તેની હાજરીથી બીજાઓને જબરો ટેકો મળે છે અને તેની વાણી સત્ય હોવાથી સીધી અને સચોટ હોય છે. તેનું હરકોઇ કાર્ય પાર પડે છે. મનુષ્યને પ્રિય લાગે એવું કદાપિ તે બોલે નહિ, છતાં પણ, તે સામાનાં મન જિતી લે છે. તેઓ વળી તેને ભરોસે રહે છે અને તેનામાં વિશ્વાસ રાખી તેને માન આપે છે.

હિમ્મત, સ્વાશ્રય, સત્યનિષ્ઠા, ઉદારતા અને પ્રેમભાવ, એ બધાં ખરેખરી માણસાઇનાં લક્ષણ છે. તે વગરનો મનુષ્ય માટીના લોંદા જેવો આસપાસના સંજોગોને અધીન થઇ રહે છે. નબળી અને આમતેમ ઉડયા કરતી વસ્તુની માફક તેનાથી ઉંચે જઈ સુખી જીવનનો લહાવો કે આનંદ ભોગવાતો નથી. દરેક જુવાન માણસે આ સદ્‌ગુણો તરફ ખાસ ધ્યાન આપી તેમને ખીલવવા જોઇએ. સદાચરણે ચાલવામાં માણસ જેટલો ફતેહમંદ થતો જશે, તેટલો જ તે તેનું જીવ્યું સાર્થક કર્યાની તૈયારીમાં આગળ વધશે.

પુરુષો તથા સ્ત્રીઓનો એક નવો સમૂહ પૃથ્વીપર ઉતરતો હું જોઉં છું. એ પુરુષો ખરેખરા પુરુષરત્નો, પ્રતાપી, નીતિમાન અને ઉદાર દિલના થશે. તેઓ ક્રોધ, અનીતિ, ટંટાફિસાદ અને દ્વેષને નમતું નહિ આપે. સ્ત્રીઓ માયાળુ, સત્યવક્તા અને નિર્દોષ, ખરેખરી ગૃહદેવીઓ નીવડશે; તેમનો દયાભાવ, તેમને ગપ્પાં મારવા, નિન્દા કરવા કે છેતરપિંડી કરવા દેશે નહિ. તેમની કૂખમાંથી તેમના જેવી જ ઉમદા પ્રજા જન્મ પામશે. આવી પ્રજાના આગમનથી ગુન્હા તથા પાપરૂપી દુષ્ટ રાક્ષસો પૃથ્વીપરથી ચાલ્યા જશે, અને તેઓ પૃથ્વીને નવું જીવન આપશે. તેઓ મનુષ્યજાતિનું ગૌરવ વધારશે, અને સંસારમાં પ્રેમ, સુખ તથા શાન્તિ પાછાં લાવી, કુદરતનું સત્ય સ્વરૂપ સ્થાપન કરશે. એ પ્રમાણે (સજ્જનો ઉત્પન્ન) થતાં પાપ તથા દુઃખપર વિજય મેળવતું જીવન પૃથ્વીપર ચાલુ થશે, અર્થાત્ સચ્ચરિત જનતા ઉત્પન્ન થતાં જગત ઉપર ફરીને પાછો સત્યયુગનો સમય આવશે.



# શક્તિ અને સામર્થ્ય

## ૩

વિશ્વવ્યાપી શક્તિ કેવી આશ્ચર્યકારક છે! અથાક, અખૂટ અને પોતાનાં કાર્યોમાં અમર દેખાતી એવી તે શક્તિ નાના નાના પરમાણુઓમાં તેમજ તારા ને ગ્રહાદિકમાં ઘૂમતી, ચંચળ, દેદિપ્યમાન અને પોતાના સ્ફુરંત સામર્થ્યથી કાળનાં ક્ષણભંગુર સ્વરૂપોનું આપણને ભાન કરાવતી રહે છે.

માણસ, એ સર્જકશક્તિનો એક અંશ છે; અને તેમાં માનસિક શક્તિઓ, જેવી કે સ્નેહ, વાસના, જ્ઞાન, નીતિ, અક્કલ, સમજ અને વિવેક વગેરેનો સમૂહ સ્પષ્ટ રૂપે દેખા દે છે. તે, તે શક્તિઓને અંધ રીતે દોરતો નથી, પરંતુ બુદ્ધિપૂર્વક તેમનો ઉપયોગ કરી, તેમના ઉપર અમલ ચલાવી, તેમને દોરવે છે. ધીમેથી પણ મક્કમ રીતે બાહ્ય વેગો ઉપર કાબુ મેળવે છે, અને ઇચ્છાનુસાર તેમની પાસે કાર્ય કરાવી લે છે; એવી જ ચોક્કસ રીતે આંતરિક વેગોને કાબુમાં લઇ તેમને સુખ અને સત્સંગને માર્ગે દોરવી લઇ જાય છે.

બ્રહ્માંડની વ્યવસ્થામાં મનુષ્યની ખરી પદવી માયાથી ઘેરાયેલા જીવ–અર્થાત્ ગુલામની નહિ, પરંતુ પ્રપંચથી મુક્ત શિવ–નરેશની છે. માયાના પ્રદેશમાં તે હાથા વગરના કુહાડા જેવો નહિ, પરંતુ નિઃસર્ગ નિયમને માન આપનાર નાયક જેવો છે. તેણે પોતાના શરીર તથા મન બેઉ પ્રદેશ ઉપર આત્માના કારભારી તરીકે, પોતાના મનના સ્વામી તરીકે, અને નિર્મળ અખંડ સર્જકશક્તિરૂપી પોતાના ખજાનાનો

વિવેકથી ઉપયોગ કરનાર નેતા તરીકે અમલ ચલાવવાનો છે. તેણે પૃથ્વી પર જરા પણ ખંચાયા વગર મક્કમપણે બહાદૂરીથી સદાચાર પાળતાં હરવું ફરવું જોઇએ. તેણે પોતાની માનભંગ સ્થિતિમાં પડી નહિ રહેતાં, ખરેખરી મરદાનગીના દબદબાથી ઉંચી છાતી આગળ રાખીને ચાલવું જોઇએ. તેણે સ્વાર્થમાં તથા પશ્ચાત્તાપમાં ગોથાં નહિ ખાતાં, અને માફી તથા દયા માટે રોદણાં નહિ રોતાં, દેવોના રાજા ઇન્દ્રની-નરેન્દ્રની માફક નિઃશંક અને સ્વતંત્ર રીતે ફરવું હરવું જોઇએ.

મનુષ્યે લાંબો વખત થયાં પોતાને પાપી, તદ્દન બલહીન તથા નાલાયક હોવાનું માની લીધેલું છે, એટલું જ નહિ, પરંતુ એ સ્થિતિએ રહેવામાં તે પોતે સંતોષ માને છે. છતાં હાલ પૃથ્વી ઉપર જે નવયુગનો આરંભ થયો છે તેમાં તે જાગૃત થઇ પોતાની આસુરી વૃત્તિને અંકુશમાં રાખવાની ઇચ્છા કરે, તો તે નિષ્કલંક, બળવાન અને શ્રેષ્ઠ છે, એમ તેને માલમ પડ્યા વગર રહેશે નહિ. બહારના કોઇ દુશ્મન ઉપર આ અંકુશ મૂકવાનું નથી; તેમજ પડોશી, રાજ્ય, કાયદા, મનુષ્યો, મુલક વા અધિકારી ઉપર નહિ, પરંતુ અજ્ઞાનતા, મૂર્ખાઇ અને દુઃખ-જેનાથી તે પોતાના મનોમય પ્રદેશમાં ઘેરાયેલો રહે છે તેની ઉપર એ અંકુશ મુકવાનું છે. માણસ પોતાનાં અજ્ઞાન અને મૂર્ખાઇને લીધે જ માયામાં બંધાયેલો રહે છે; પરંતુ જ્ઞાન અને વિજ્ઞાન પ્રાપ્ત કરવાથી તે પોતે જીવ નહિ પરંતુ શિવ સ્વરૂપ છે, એવું તેને ભાન થશે.

મનુષ્યની નબળાઈ અને નિરાધારતા બાબત જેમને બોધ આપવાની ઇચ્છા હોય, તેમને તેવો બોધ આપવા દો.

હું તો તેનામાં શક્તિ તથા સામર્થ્ય કેટલું છે તે પર જ બોધ આપીશ. નાનાં છોકરાં માટે નહિ, પરંતુ ઉમ્મરલાયક મોટા માણસો માટે હું લખું છું. જેઓ ઉપદેશ માટે આતુર હોઇ તે પરિપૂર્ણ પ્રાપ્ત કરવા ખરેખરો ભાવ રાખતા હોય, તેમને માટે તથા જેઓ પોતાના નજીવા શારીરિક લાડકોડ, સ્વાર્થી ઇચ્છા, હલકા વિચાર જગતના ભલા માટે દૂર કરે, ને તે પોતામાં નથી, એમ સમજી ખુશામત તથા ઉદ્વેગ તજી દઇ જિંદગી ગાળે, તેમને માટે હું આ લખું છું. કમ-અક્કલ અને અવિચારી મનુષ્યો માટે આ નીતિવચનો નથી. રખડતા અને છોકરવાદ મનુષ્યો માટે જન્મ્યાનું સાર્થકય કરી અમર થવાનું સરજાયેલુ નથી.

મનુષ્ય સ્વતંત્ર છે. જો તેમ ના હોય, તો તે સૃષ્ટિક્રમના નિયમો વિરુદ્ધ વર્તે નહિ. આથી માણસની કહેવાતી નબળાઇ, તેનું બળ દર્શાવે છે. તેની નિર્બળ બુદ્ધિનું ફરી જવુ, એ તેનું પાપ છે. તેની નબળાઇ અને પાપ, એ ખોટે રસ્તે દોરવાયેલા બળ તથા અયોગ્ય રીતે ઉપયોગ કરાયેલી શક્તિ સિવાય બીજું શું છે? આનો ભાવાર્થ એ થાય છે કે, ખોટું કાર્ય કરનાર નબળો નહિ પરંતુ સબળો છે; અને તે અજ્ઞાન હોવાથી પોતાનું બળ ખરે માર્ગે નહિ વાપરતાં, ખોટે માર્ગે વાપરે છે અને નિયમને અનુસરીને ચાલવાને બદલે વિરુદ્ધ વર્તે છે. દુઃખ, એ ખોટી રીતે વાપરેલા બળનું પરિવર્તન છે. પોતાનું વર્તન ઉલટાવવાથી ખરાબ મનુષ્ય સદાચારી બની શકે છે. તમે તમારા પાપ માટે શોક કરતા હો, તો એવાં પાપ કરતા બંધ પડો; અને તેની સામેના સદ્ગુણો ધારણ કરો. આ પ્રમાણે કરવાથી નાસ્તિ-કતા જતી રહી આસ્તિકતા આવશે; પરાધીનતા જતી રહી

સ્વતંત્રતા પ્રાપ્ત થશે; તેમજ દુઃખ ટળી જઇ સુખ મળશે. દુરાચાર રૂપી દુષ્ટ માર્ગમાંથી પોતાની શક્તિઓને ફેરવી સદાચાર રૂપી સુંદર અને સરલ માર્ગ તરફ વળવાથી પાપી મનુષ્ય પણ, મોટો મહાત્મા થાય છે.

વિશ્વવ્યાપી ચિચ્છક્તિને સીમા હોય નહિ, તોપણ પ્રાણીમાત્રના દેહમાં અમુક હદ હોય છે. મનુષ્ય તેનો ઉપયોગ સારી યા બુરી રીતે કરે, તે સંબંધી સંભાળ રાખી તેને એક સ્થાને એકત્ર કરે, અથવા તેને વિખેરી નાંખી તેનો નાશ થાય તેમ કરે. ઐશ્વર્ય, એ એકત્ર કરેલી શક્તિ છે. એ શક્તિને પરોપકારી કાર્ય પ્રતિ લગાડી હોય, તો તે વિવેક કહેવાય છે. જે મનુષ્ય પોતાની શક્તિને એક મહાન્ કાર્ય કરવા કામે લગાડે છે, અને પછી પોતાની તૃષ્ણાનો ભોગ આપી બીજી વધારે મોહક દિશામાં, ધૈર્યથી કાર્ય કરી તેની સિદ્ધિ માટે રાહ જુએ છે, તે મનુષ્ય મોટા ઐશ્વર્યવાળો થાય છે. જે મનુષ્ય ઘણે અંશે મોજશોખ માટે વિચાર કરી તે સમયે ઉદ્દ્ભવેલી પોતાની તૃષ્ણાને તૃપ્ત કરે છે, અથવા તે પળે આવેલી ધૂન કે આવેગને અનુસરે છે, અને એ પ્રમાણે વગર વિચારે ચીઢિયાપણું, અને ગરીબાઇ પોતા પર તાણી લાવે છે, તે મનુષ્ય મૂર્ખ અને શક્તિહીન રહે છે.

એક કાર્ય તરફ ઉપયોગમાં લીધેલી શક્તિનો લાભ બીજા કાર્યના ઉપયોગ માટે લેવાતો નથી. સ્થૂલ તેમજ સૂક્ષ્મ બેઉ માટે આ વિશ્વવ્યાપી નિયમ છે. ઇમરસન આને "વળતર અથવા સાટાનો નિયમ" કહે છે. એક મુકરર કરેલી દિશામાં લાભ થાય, તો તેની ઉલટ દિશામાં નુકસાન થવુંજ જોઇએ. ત્રાજવાના એક પલ્લામાં મુકેલું વજન બીજા પલ્લામાં મુકેલા વજન કરતાં કેટલું કમી અથવા જાસ્તી છે,

તે જાણવા બાદ કરવું પડે છે. સમતોલો બરાબર રાખવા માટે કુદરત હમેશ યત્ન કરે છે. જે શક્તિ આળસમાં ગુમાવી હોય, તે ઉપયોગમાં આવતી નથી. શોખીન જીવડાઓ સત્યવક્તા હોતા નથી. મિજાસ ખસી જતી વખતે જે બળનો દુરુપયોગ થાય છે. તે બળ મનુષ્યના સદ્દગુણ રૂપી ખજાનામાંથી-ખસુસ કરીને ધૈર્યના સદ્દગુણમાંથી-લીધેલું બળ હોય છે. આધ્યાત્મિક રીતે જોતાં **સાટાનો નિયમ** એ **સ્વાર્પણનો નિયમ** છે; માટે જો હૃદય ચોખ્ખું કરવું હોય તો દૈહિક મોજશોખનો ભોગ આપવો જોઇએ; પ્રેમ મેળવવો હોય તો મનમાંથી દ્વેષ કાઢી નાખવો જોઇએ, અને સદ્દગુણી થવું હોય તો દુર્ગુણનો ત્યાગ કરવો જોઇએ.

સાંસારિક, બુદ્ધિબળના અથવા આધ્યાત્મિક માર્ગે સિદ્ધિદાયક ગૌરવવાળું અને ટકાઉ કામ પાર પાડવું હોય તો ભાવિક મનુષ્યોએ પોતાના મન ઉપર કાબુ રાખવો જોઇએ; અને જે મધુર લાગતું હોય તે બધાનો ત્યાગ કરવો જોઇએ, અલબત, જે જરૂરી જણાય તેનો પણ ત્યાગ થવો જોઇએ. દૃઢ નિશ્ચય ઉપર આવેલા મનુષ્યે પોતાના છંદ, શારીરિક અથવા માનસિક લાડકોડ, અનીતિના માર્ગે લઇ જાય તેવી સોબત અથવા તેવા સુખભોગ તેમજ તેવાં બીજાં કૃત્ય જેથી જિંદગીમાં ખરું ઉપયોગી કાર્ય થતું ના હોય, તે બધાનો ત્યાગ કરવો જોઇએ. મનુષ્યનું આયુષ્ય ટુંકું છે, અને તેની શક્તિને ચોક્કસ હદ છે, તેથી દૃઢ નિશ્ચય ઉપર આવેલો મનુષ્ય, એ વાત ઉપર પોતાનુ ખાસ લક્ષ રાખી કાળનો નિયમિત રીતે ઉપયોગ કરી શક્તિની જમાવટ કરે છે.

વિષયી એશ-આરામમાં, અકરાંતિયાપણે ખાવામાં, ક્ષુલ્લક મોજશોખમાં, અક્કલ વગરની વાતો કરવામાં, દ્વેષી

વિચારમાં, ગુસ્સાના ઉભરા કાઢવામાં, નિરર્થક વાદવિવાદમાં, અને પારકી લડવાડમાં માથું મારવામાં મનુષ્યો પોતાની શકિતનો દુરુપયોગ કરે છે, અને પછી, "ઘણા લોકો અમારા કરતાં વધુ 'સારી સ્થિતિમાં' પરગજુ, સિદ્ધિદાયક અથવા પ્રતાપી જિંદગી ગાળવા સરજાયેલા છે" એવો બડબડાટ કરે છે. તેનો સજ્જન પડોસી જે પોતાનાં કર્તવ્યો માટે પોતાના દેહને પણ ભૂલી જાય છે, અને તે કાર્યો યથાસ્થિત પૂર્ણ કરવા માટે પોતાની સંપૂર્ણ શકિત કામે લગાડે છે, તેની તે અદેખાઇ કરે છે. "જે પ્રમાણિક છે તે સાચું બોલે છે, અને પોતાનું જ કર્તવ્ય કરે છે. જગતને વહાલો તો તે જ લાગે છે." જો કોઇ મનુષ્ય બીજાનાં કર્તવ્યોનો તિરસ્કાર કરવામાંથી અથવા તેમાં માથું મારવામાંથી દૂર ખસી જઇ પોતાની જિંદગીનું મહાન કર્તવ્ય સંપૂર્ણ રીતે પાર પાડવા માટે પોતાની બુદ્ધિને પરોપકારના કાર્ય પ્રતિ કામે લગાડી તથા પોતાની બધી આંતરિક શકિતઓને એકત્ર કરી પોતાના જ કર્તવ્ય પ્રતિ પ્રવર્તાવતો રહે, તો તેને આ જિંદગી સરલ, ગૌરવવાળી અને સુખી માલમ પડયા વગર રહે નહિ.

આ જગત સદાચાર અને સન્નિષ્ઠાથી ભરેલું છે, અને તે સદાચારી અને સન્નિષ્ઠાવાળા ઉત્સાહી મનુષ્યોનું રક્ષણ કરે છે. પાપી અને દુષ્ટ કાર્યોથી આપણો પોતાનો નાશ થાય છે. વિખેરી નાંખવું–એટલે નાશ કરવો. સમસ્ત કુદરત સત્યનિષ્ઠ પુરુષો ઉપર પ્રેમ રાખે છે. 'લાયકની પસંદગીમાં' કુદરતનું ઘાતકીપણું મને લાગતું નથી. તે તો એક આધ્યાત્મિક અને કુદરતી નિયમ છે. વધારે જબરાં પ્રાણીઓ જ વધુ ઉચ્ચ સ્થાન પામવા લાયક છે. મનુષ્યમાં નીતિ સંબંધી વધારે ઉમદા ગુણો હોય, તો તે તેના મુક્તિના સાધનરૂપ છે, એટલા માટે

નીચ વૃત્તિઓ ઉપર કાબુ મેળવી તેમનો છેવટ નાશ કરી નાખવો એ હિતાવહ છે. એ તો ચોક્સ સમજવું કે-જે આસુરી વૃત્તિને વશ થાય તે પોતાનો જરૂર નાશ કરે છે, અને આ સંસારની મોહ મમતા દૂર કરી આત્મદર્શન કરતા સુધી જીવતો રહેવા પામતો નથી. આસુરી વૃત્તિને જીવન વશ કરવું, તે દૈવી જીવન ખોવા બરાબર છે. અલબત, આસુરી વૃત્તિમાંથી તે જીવન છેવટ તો જતું રહેવાનું છે, એટલે બધું જ નાશ થશે, કારણ કે પાપમાં છેવટ કાંઇ રહેતું નથી. 'ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રુવે' એવું પાપ છે, પરંતુ પરાપ્રકૃતિ–દૈવીવૃત્તિ–ને અનુસરી જિંદગી ગાળવામાં આવે તો તેનું રક્ષણ થઇ તેમાંથી કાંઇ જતું રહેતું નથી, કારણ કે, સંસાર જે વસ્તુને કિમતી ગણે છે તેનો મોટે ભાગે દૈવીવૃત્તિવાળો મનુષ્ય ત્યાગ કરે છે; છતાં જે ખરેખરું કિમતી છે તેનો ત્યાગ તે કરતો નથી. અનૃત તથા પાપનો નાશ થવો જોઇએ. જે મનુષ્ય સદાચારી થવા તથા સત્ય પ્રમાણે વર્તવા પોતાના દેહની પણ આસક્તિ રાખતો નથી, તે તેનો નાશ થવાથી સંતોષ માને છે, અને તેજ કારણને લીધે ભોગનો અંત આવ્યે તે તરે–ઉદ્ધરે છે; અને તેમાં નુકસાનનો ભાગ જરાય હોતો નથી, બધો લાભ જ હોય છે. આવો મનુષ્ય સંસારમાં રહી પોતાના આયુષ્ય દરમિયાન મોહમમતા દૂર કરી આત્મ સાક્ષાત્કાર કરવા ભાગ્યશાળી થાય છે.

માણસે સૌથી પહેલાં દૃઢતા રાખવી જોઇએ. જન્મ્યાનું સાર્થક્ય કરવા રૂપી મહેલ, જે અડગ પાયા ઉપર રચાયો છે તે પાયો દૃઢતાનો છે. સત્યનિષ્ઠાવાળો હેતુ, અને ચોક્સ નિશ્ચય સિવાય તમારું જીવતર રાંક, નિર્માલ્ય, તણખલા સરખું અને આકડાના તૂર જેવું હલકું થશે. તમારા હૃદયના

છેક ભિતરમાં લાંબા વખતની જે ધારણા કરી રાખી હોય, તેને અનુસરાય તે ધોરણે જે તે વખતનું કાર્ય કરતા રહો. જુદે જુદે વખતે તમે જુદી જુદી રીતે કાર્ય કરશો, પરંતુ ખરે માર્ગે તમારું હૃદય કાર્ય કરતું રહેશે તો તમારું કાર્ય ખોટું થશે નહિ. કદાચ કાળના ભારે દબાણને લીધે તમે પાછા પડો અથવા કોઇ વખત આડે માર્ગે ચઢી જાઓ, તોપણ તમે તમારી મૂળ સ્થિતિએ વિના વિલંબે પાછા આવી જશો. જ્યાં સુધી અંતરના નીતિક્ષેત્રને અનુસરી વર્તશો તથા આ ભંપટાઇના લાડકોડ પુરા કરવા માટે નીતિના ક્ષેત્રને ફનાફાતિયા કરશો નહિ, તેમ જ સંશય પડતા તરંગને વશ થશો નહિ, ત્યાં સુધી તમે વધુ ડહાપણ અને વધુ દઢતા પ્રાપ્ત કરતા જશો. તમારું હૃદય જે પ્રમાણે કહે તે જ પ્રમાણે કરતા રહો. તમારી પોતાની ખાતરીના ધોરણે જ કાર્ય કરતા જાઓ. જે વખતે જે ખરું લાગે તે કરો, અને આજનું કાર્ય કાલે કરીશું, એવા વિચાર, તર્કવિતર્ક તથા ભયને દૂર કરો. અમુક સંજોગોમાં તમારું કાર્ય કરવા માટે ઘણાં સખત પગલાં ભરવાની જરૂર છે, એમ તમારી ખાતરી થાય તો, તેવાં પગલાં ભરવાં, અને તે માટે શંકા વિશંકા જરા પણ લાવવી નહિ. ખોટા પક્ષમાં રહી ભૂલ કરવી, તે કરતાં ખરા પક્ષમાં રહી ભૂલ થવા દેવી, એ હિતાવહ છે. જે પગલાં તમે પસંદ કર્યાં હોય, તે કદાપિ ઉત્તમ ન હોય, તોપણ તમારા સમજવા પ્રમાણે ઉત્તમ હોય, તો તમારું ચોખ્ખું કર્ત્તવ્ય તો એ છે કે–તે પ્રમાણે અમલ કરવો. તમે આગળ વધ-વામાં આતુર હોઇ બોધ લેવા ખુશી હશો, તો એ પ્રમાણે કરવાથી તમે વધુ સારો રસ્તો ખોળી કાઢશો. કાર્ય કરતી વખતે ખંચાશો નહિ. પ્રથમ પુખ્ત વિચાર કરી પછી

કામનો આરંભ કરજો. ક્રોધ, હઠીલાઇ, વિષયવાસના અને અત્યાચારનો ત્યાગ કરજો. ક્રોધી માણસ જ નિર્બળ હોય છે. હઠીલો મનુષ્ય, જે પોતાની રીતભાત સુધારવા અથવા બોધ લેવા ના પાડે છે, તે મૂર્ખ હોય છે. તે મૂર્ખાઇમાં મોટો થાય છે અને વૃદ્ધ થતાં વાળ પાકી જાય છે–અર્થાત્ વાર્ધક્ય તેની ઉપર દેખા દે છે, તોપણુ તેના તરફ કોઇને ભક્તિભાવ અથવા માનની લાગણી ઉત્પન્ન થતી નથી. લંપટ મનુષ્યને વિષયભોગને માટે જ શક્તિ હોય છે, જેથી તે પોતાની જુવાની તથા સ્વમાન જાળવવા બદલ વિચાર નહિ કરતાં પોતાનું પૌરુષ ગુમાવે છે. મનુષ્યજાતિનો મૂળ સ્વભાવ કેવો અમીરી છે અને સત્ય જીવન ગાળવામાં કેવું ગૌરવ છે, તે લોભી મનુષ્ય સમજતો નથી. તે સ્વર્ગના સુખનો ઉપભોગ લેવાને બદલે નરકનાં દુઃખ ચિરકાળ ભોગવવા પોતાની શક્તિઓનો દુરુપયોગ કરે છે.

તમારું બળ તમારા પોતાના અંતરમાં છે. જમીનની અંદર ખાડો ખોદી દાટવામાં અથવા આકાશ તરફ ઉંચે ચઢવામાં–જેવી રીતે તમે તેનો ઉપયોગ કરો તેવી રીતે કરી શકવા તમે સમર્થ છો. સ્વાર્થના કામમાં તમે તેનો નાશ કરો અથવા પરમાર્થના કામ માટે તેનું સંરક્ષણ કરો. તે એક જ શકિતથી તમે દેવ અથવા દાનવ થઇ શકશો. જે માર્ગે તમે તેને દોરવશો તે ધોરણે તેનું પરિણામ આવવાનું છે. "તમારું મન નબળું છે;" એવા વિચાર કરતા નહિ, પરંતુ તમારા માનસિક બળોને ઉલટી દિશામાં ચલાવી નબળાઇને બળના રૂપમાં અને મનુષ્યશકિતને દૈવીશક્તિના રૂપમાં ફેરવી નાખો. તમારા વિચારો ઉમદા માર્ગે દોરો, ખોટી

આશાઓ અને ઉદ્વેગો દૂર કરો, બબડાટ કરવાનું તથા પોતાની જાતનું લાલનપાલન કરવાનું છોડી દો તથા પાપી ઇશ્કબાજીનો ત્યાગ કરો, તમારું મુખ આકાશ તરફ કરો, તમારા દૈવી બળથી જાગૃત થઇ કમ્મરકશી તમારા મન તથા હૃદયમાંથી કુટેવ તથા દુર્વાસનાને જોર કરી ધકેલી કાઢો. ઉં કે ચ્યું કર્યા કરતાં ગુલામની માફક નિરર્થક જીવન નહિ, પરંતુ સ્વતંત્ર અને સંયમીના જેવું અલૌકિક ઇશ્વરી જીવન ગાળતા થાઓ.



# આત્મસંયમ અને સુખ

## ૪

માનસિક શક્તિ ઉપર કાબુ નહિ રાખતાં, જે માર્ગે તેનું વલણ હોય, તે પ્રમાણે તેને જવા દેવામાં આવે તો તે મન કમઅક્કલ કહેવાય છે અને તે શક્તિને એકત્ર કરી તેનું બળ ઉચ્ચ અને દુર્ઘટ માર્ગ તરફ દોરવવામાં આવે તો, તે શક્તિ દૈવી રૂપ ધારણ કરે છે. માનુષી શક્તિની આવી જમાવટ અને ઐશ્વર્યની પ્રાપ્તિ આત્મસંયમથી થાય છે.

આત્મસંયમ માટે બોલવા જતાં કેટલીક ગેરસમજ થવા સંભવ છે. તેને માટે માનસિક શક્તિનો નાશ થાય એવું અંકુશ નહિ મુકતાં, તે ખીલે એવી છૂટ રાખવી જોઇએ. આ પ્રમાણે કરવાથી તેનો નાશ નહિ થતાં, તેમાં સ્ફૂરતાઇ આવે છે એટલું જ નહિ, પરંતુ જીવનનું સાર્થકય સધાય છે. એ રૂપાંતર એવું દૈવી અને સર્વોત્તમ થાય છે કે–તે નિર્માલ્ય મટી જઇ પ્રતાપી, અસભ્ય ને બદલે સભ્ય અને અધમને ઠેકાણે મહાન્ બને છે, દુર્ગુણ દૂર થઇ જઇ સદાચાર આવે છે, અને અંધ મનોવિકાર વિલાન થઇ જઇ, ઉજ્જવળ બુદ્ધિનો ઉદય થાય છે.

ઉચ્ચ મનોરથ પાર પાડવા માટે નહિ, પરંતુ પોતાના વર્તન માટે બીજાના મન ઉપર સારી છાપ પડે, એવા હેતુથી પોતાનો ખરો ખવાસ જે માણુસ છુપાવે છે, તે આત્મસંયમ સાધી શકતો નથી, પરંતુ ખોટો છળભેદ કરે છે. શાસ્ત્ર જાણનાર કોલસામાંથી જ્વાળાગ્રાહી હવા (ગેસ) અને

પાણીમાંથી વરાળ બનાવે છે, અને પછી મનુષ્યનાં સુખ અને સગવડ માટે પોતે બનાવેલાં ઉત્તમ દ્રવ્યો એકત્ર કરી ઉપયોગમાં લે છે. તેવી જ રીતે જે મનુષ્ય બુદ્ધિને અનુસરી આત્મસંયમ કરે છે, તે પોતાની વિષયવૃત્તિઓને બદલી બુદ્ધિ અને નીતિના ઉત્તમ માર્ગો તરફ મનને દોરવે છે, અને તેમ કરી પોતાનાં તથા દુનિયાનાં સુખમાં વધારો કરે છે.

મનુષ્ય જેટલા પ્રમાણમાં પોતાના મન ઉપર કાબુ મેળવે છે તેટલા પ્રમાણમાં તે સુખી, વિવેકી અને ઉત્કૃષ્ટ બને છે, અને જેટલા પ્રમાણમાં પોતાના વિચારો અને કાર્યો વિષયભોગને અનુસરતા રાખે છે, તેટલા પ્રમાણમાં તે દુઃખી, મૂર્ખ અને ધિક્કારને પાત્ર બને છે.

જે પોતાના મન ઉપર કાબુ મેળવે છે, તે પોતાનાં વર્તન, સંજોગો અને ભાવી ઉપર પણ કાબુ મેળવી શકે છે, અને તેથી તે જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં સ્થાયી વતનની માફક પોતાના સુખનો ઉપભોગ લે છે. જે પોતાના મન ઉપર કાબુ રાખતો નથી, તેના ઉપર તેના મનોવિકારોનું, સંજોગોનું અને તેના ભાવીનું જોર વધી પડે છે; જેથી વખતોવખત ઉદ્‌ભવેલી મનકામનાને તૃપ્તિ નહિ પ્રાપ્ત થવાથી નિરાશ થઇ તે દુઃખી થાય છે. આવો મનુષ્ય પોતાના ક્ષણિક સુખ માટે બાહ્ય વસ્તુઓ પર આધાર રાખે છે.

નાશ થાય અથવા અલોપ થઇ જાય એવી એકકે શક્તિ સૃષ્ટિમાં નથી. જુની ખરાબ આદતોને અનુસરી વર્તવું નહિ, એ નવી વધારે સારી આદત આચર્યા બરાબર છે. છોડનો પીલો ફૂટતા પહેલાં તેનું બી નાશ પામે છે, ઉડતો સર્પ જન્મ પામતાની સાથે તેની મા મરી જાય છે, માટે સુધારો થતાં પહેલાં ખરાબ આદત નાશ પામવી જ જોઇએ.

દેહને લાગતાં લાડકોડ, દરેક અયોગ્ય વિષયવૃત્તિ અને દરેક દ્વેષી વિચારનો ત્યાગ થાય તો તેનું વધારે નિર્મળ અને વધુ ચિરસ્થાયી રૂપાન્તર થઇ જાય છે. લોહી બાળી નાંખે એવા સંતાપો કાઢી નાખશો એટલે તે સ્થળે અપૂર્વ આનંદ પ્રકટશે.

એ વાત તો ખરી છે કે, રૂપાન્તર તરત જ થતું નથી, તેમજ એવો ફેરફાર થવાની રીતે આનંદ આપે તેવી તથા દુઃખ વગરની છે, એમ પણ નથી. કોઇ પણ ચીજ પેદા કરવી હોય તો તેના સાટા માટે પ્રયત્ન કરવો અને ધૈર્ય રાખવું, એ કુદરતી નિયમ છે. જેમ જેમ આગળ વધીએ તેમ તેમ કાર્યસિદ્ધિ માટે ભારે માથાકુટ અને દુઃખ વેઠવાં પડે છે. એ પ્રમાણે થયા બાદ લાંબી મુદત ટકે તેવી કાર્યસિદ્ધિ પ્રાપ્ત થાય છે, અને પછી માથાકુટ જતી રહે છે. દુઃખ થોડા વખત માટે જ હોય છે. દૃઢ થઇ ગયેલી આદતને નાબુદ કરવી, લાંબા વખતના અભ્યાસથી આપોઆપ ચાલતા યંત્રના જેવો માનસિક સ્વભાવ થઇ ગયો હોય તેને કેળવવો, સદ્વર્તન અને ઉચ્ચ ગુણોને હૃદયમાં દાખલ કરી તેમની વૃદ્ધિ કરવા ભગીરથ પ્રયત્ન કરવો—આવી કાર્યસિદ્ધિ માટે સંતાપજનક વિકારનું રૂપાન્તર કરવાની ફરજ પડે છે. આવા અજ્ઞાનમાંથી બહાર નીકળવા માટે ધૈર્ય અને ખંતની જરૂર છે. આવે પ્રસંગે મનુષ્યો કંટાળી જઇ કોઇવાર નાઉમેદ થઇ જાય છે; આત્મસંયમ પરાકાષ્ટાનો અને કઠણ છે, એમ ગણી પોતાની જુની અને મોજી વિષયભોગવૃત્તિમાં ફરી દાખલ થઇ, આત્મસંયમ કરવાનું છોડી દે છે, તે પણ આવે જ પ્રસંગે બને છે. આવું કરવાથી તેઓ પોતાનું કાયમનું સુખ ગુમાવે છે; જેથી પાપ દૂર કરી યશસ્વી જીવન ગાળવાનું તેમની દૃષ્ટિ આગળથી ખસી જાય છે.

બદફેલીમાં, કેફી વસ્તુમાં અને નીતિ વિરુદ્ધના વિષયભોગમાં અંધ થવામાં, જે સ્થાયી સુખ મેળવવા મનુષ્યો ઇચ્છા કરે છે તે તેમાં નથી, પણ આવું સઘળું વર્તન ઉલટાવી નાંખતાં, આત્મસંયમી જીવન ગાળવાથી તે સુખ મળે છે. પૂર્ણ આત્મસંયમીપણામાંથી મનુષ્ય જેટલો આડો જાય છે તેટલા પ્રમાણમાં તેને ઓછું સુખ મળે છે અને તે પાપ તથા દુઃખમાં ડુબકાં ખાય છે. આ દુઃખની કનિષ્ઠ હદ ઘેલછા સુધીની છે. અર્થાત્ એવો માણસ કદી ગાંડો પણ થઇ જાય છે. તે વખતે તેના મન ઉપરનો કાબુ જતો રહ્યો હોય છે. આ સ્થિતિ બીનભરોસાની છે. પૂર્ણ આત્મસંયમી થવા માટે મનુષ્ય જેટલો આગળ વધે છે, તેટલું પૂર્ણ સુખ તે ભોગવે છે, અને પોતાના આનંદ તથા ગૌરવમાં વધારો કરે છે. આવા દૈવી સજ્જનપણાની ઘટના એવી વખાણવા લાયક છે કે–તેના વૈભવ અને પરમાનંદનો પાર નથી.

આત્મસંયમ અને સુખ કેવાં ગાઢ રીતે જોડાયેલાં છે તે જો મનુષ્યને સમજવું હોય તો તેણે નિરંકુશ વાસનાઓ, સુખનો નાશ કરે છે કે નહિ, તે બદલ પોતાના હૃદયમાં તપાસવું જોઇએ, અને આસપાસનો લોકસમૂહ આત્મસંયમ નહિ રાખવાથી જેમના સુખનો નાશ થયો હોય તેમનાં પરિણામ તપાસવાં જોઇએ. સ્ત્રી પુરુષોના વર્તન તરફ નજર કરતાં તરત માલમ પડશે કે વગર વિચારી વાણી ગુસ્સો ઉત્પન્ન કરે એવા બોલ, છેતરપિંડી, ખોટા વહેમ અને ધિક્કારપાત્ર ક્રોધ, એ બધાં દુર્દશા અને તે સાથે વિનાશ લાવનાર છે. આત્મસંયમ નહિ રાખવાથી ખાખ કરી નાંખે એવા ખેદનું, સતત ચિન્તાનું અને ભોંય ભેગા કરી નાખે એવા

બળાપાનું જે મહાન્ દુઃખ તેણે ભોગવ્યું હોય તે કાળ દરમિયાન પોતાના જીવન ઉપર વિચાર કરી જોતાં તેને વીતેલા દિવસોનો દેખાવ કેવો લાગતો હશે વારૂ ?

પરંતુ ન્યાયી, સદ્ગુણી, સિદ્ધિદાયક વર્તનમાં આ બધી બાબતો જતી રહે છે. નવી સ્થિતિ પ્રાપ્ત થાય છે એટલે સુખની ધારણા પાર પાડવા માટે વધારે નિર્મળ અને વધુ આધ્યાત્મિક સાધનોનો ઉપયોગ કરવામાં આવે છે. ખોટું કરવાનું ન હોવાથી ખેદ થતો નથી, સ્વાર્થ ન હોવાથી ચિંતા થતી નથી, અને કાર્યનું મૂળ આત્મદર્શન હોવાથી બળાપો પણ થતો નથી.

માણસનો જીવ કોઇ બહુ જ પ્રિય વસ્તુ મેળવવા અતિ ઉત્સુક અને નિરંકુશ ઉત્કંઠાથી તેની પછવાડે ફાંફાં મારે છે. પરંતુ તે, તે કદી મેળવી શકતો નથી, તે જ વસ્તુ જે મનુષ્ય પૂર્ણ આત્મસંયમથી કામ કરે છે તેની પાસે અણબોલાવી આવે છે, અને તેને અંગીકાર કરવા કાલાવાલા કરે છે. દ્વેષ, અધીરાઇ, અકરાંતિયાપણું, શારીરિક લાલનપાલન, ખોટો લોભ અને અયોગ્ય વાસના, આ સાધનોવડે દેહાધ્યાસી મનુષ્ય પોતાનું ખરાબ જીવન ઘડે છે. એ સાધનો કેવાં અયુકત છે અને જેઓ તેનો ઉપયોગ કરે છે તેઓ કેવા અજ્ઞાન અને અણઘડ છે? પ્રેમ, ધૈર્ય, દયાભાવ, જાતકેળવણી, ઉચ્ચ અભિલાષા અને સાત્વિક ભાવના શિવ–સ્વરૂપને પહોંચી વળવાનાં સાધનો છે. તેથી ભરપુર યોગ્યતાવાળું જીવન ઘડાય છે. એ સાધનો સર્વાંગ શુદ્ધ છે, અને જેઓ તેમનો ઉપયોગ કરે છે તેઓ વિવેકી અને કુશળ હોય છે.

"ઉતાવળે આંબા પાકતા નથી." બધી ચીજો તેમના યોગ્ય વખતે પરિપૂર્ણ દશાએ પહોંચે છે. તે જ મિસાલે ઉપરચોટિયા ધાંધલથી અને સ્વાર્થી ઇચ્છાથી જે કાંઇ પ્રાપ્ત થાય તેના કરતાં શાન્તિથી કરવામાં આવેલાં લોકહિતનાં કાર્યોમાં વધુ પ્રમાણની પ્રાપ્તિ થાય છે. આત્મા ઉપર કોઇનો અમલ ચાલતો નથી તેની આજ્ઞા પ્રમાણે ચાલવાના નિયમો હોય છે, અને તે ધોરણે દરેક મનુષ્યે વર્તવું જોઇએ. ધાંધલ અને ક્રોધ કરતાં વધુ નિરુપયોગી બીજું કંઇ નથી. કોઇ પણ મનુષ્યે બહારની વસ્તુઓ ઉપર હુકમ ચલાવવાનો નથી, પરંતુ પોતાની જાત ઉપર ચલાવવાનો છે. તે બીજાના નિશ્ચયો બળજોરીથી ફેરવી શકે નહિ, પરંતુ પોતાના નિશ્ચય ઘડી કાઢી તે ઉપર કાબુ મેળવી શકે. સત્યને માર્ગે જે મનુષ્ય કાર્ય કરે છે તેને બહારની મદદ સહેજે આવી મળે છે. જેણે પોતાના મન ઉપર કાબુ મેળવ્યો છે, તેને અનુસરવા લોકો પુછતા જાય છે.

જે માણુસ બાહ્ય દબાણુના અતિશય વિકટ પ્રસંગે પોતાના મન ઉપર કાબુ રાખી શકતો નથી, તે બીજાને અનુસરાવવા તથા જાતે કારભાર કરવા નાલાયક છે, એમ સમજવામાં આવતું નથી, તોપણ તે વાત સરલ અને અત્યંત સાચી છે. કોન્ફ્યુસિયસના નીતિશાસ્ત્રમાં એવો એક નિયમ છે કે–મનુષ્ય અધિકાર પર દાખલ થાય, તે પહેલાં તેણે પોતાના મન ઉપર કાબુ રાખતાં શીખવું જોઇએ. જે મનુષ્યોને ઘણાં કામના પ્રસંગે વહેમના તરંગો આવવાની, સંતાપના ઉભરા કાઢવાની અને ગુસ્સાના ભડાકા ઉડાડવાની ટેવ પડી ગઇ હોય, તેઓ ભારે જોખમી કામ અને ઉચ્ચ કર્તવ્ય કરવા નાલાયક છે. તેઓ જીવનનાં સાધારણ કર્તવ્યો

એટલે પોતાના કુટુંબની અથવા પોતાના ધંધાની વ્યવસ્થા જેવાં કર્તવ્યોમાં પણ વહેલા મોડા બહુધા નિષ્ફળ નીવડે છે. મન ઉપર કાબુ ન રાખવો એ મૂર્ખાઈ છે. મૂર્ખાઈ વિવેકને ટપી જઈ શકે નહિ.

પોતાના તોફાની ભટકતા વિચારોને અંકુશમાં રાખી તે ઉપર કેવી રીતે કાબુ મેળવવો, તે જે માણસ સમજતો જાય છે, તે દરરોજ વધુ વિવેક જ્ઞાની થતો જાય છે, અને જો કે થોડા વખતમાં તેને આત્મદર્શન થાય નહિ તોપણ, તેનો પાયો નાખવામાં અને તેની દિવાલો ઉભી કરવામાં તે મહાન્ શક્તિ પ્રાપ્ત કરશે અને જે સુંદર મહેલ ઉભો થશે તેમાં તે વિવેક જ્ઞાની તરીકે શાન્તિથી મહાલે એવો દહાડો તેને યોગ્ય સમયે પ્રાપ્ત થશે. આત્મસંયમીપણામાં વિવેક હોય છે તેથી વિવેકજ્ઞાની મનુષ્ય સુખ અને શાન્તિ ભોગવે છે.

દુઃખનું જીવન વાંઝિયું છે. આત્મસંયમી જીવન તેવું નથી. હવડ જગોમાં મનને કંટાળો આવે તેવી તે અવસ્થા નથી, તેમાં કેટલીક વસ્તુઓનો ત્યાગ કરવો પડે છે ખરો, પરંતુ તે ત્યાગ શાશ્વત અને સનાતન વસ્તુ મેળવવા સારૂ ક્ષણભંગુર અને ખોટી વસ્તુઓનો હોય છે. સુખભોગનો નાશ થતો નથી; તેમાં તો ઓર વધારો થાય છે. જીવાત્મા હિરણ્યગર્ભ હોવાથી સુખભોગ સાથે જ અવતરે છે: અને જે તેના સુખભોગનો નાશ કરે છે તે તો નીચ વાસના છે. જુદી જુદી ઈંદ્રિયોના જુદે જુદા આવેગો તૃપ્ત કરવા જે મનુષ્ય દરરોજ ઇચ્છા કરતો હોય તેના કરતાં વધુ દુઃખી મનુષ્ય દુનિયામાં કોઈ ઠેકાણે હોય ખરો ? જે મનુષ્ય આત્મસંયમી, સંતોષી, શાન્ત અને પ્રબોધિત રહે છે, તેના કરતાં વધારે

સુખી બીજો કોઇ મળી આવશે ખરો ? ખાઉધરો, છાકટો, અને સ્ત્રીલંપટ એવો જે મનુષ્ય પોતાનું જીવન ચેનબાજીમાં ગાળે છે તે સુખી કે જે મિતાહારી રહી પોતાના શરીરની જરૂરિયાતનો વિચાર કરી તથા તેની દરકારને અનુસરી શરીરને કાબુમાં રાખે છે તે સુખી ? એ બેમાંથી કોણ સુખી રહી આનંદ ભોગવે છે ? ઝાડ ઉપર ગળેલું, પાકું રસદાર સફરજન (ફળ) હું ખાતો હતો તેવામાં એક મનુષ્ય, જે મારી નજીક હતો, તે બોલ્યો કે "એવું સફરજન મારાથી ખાઇ શકાય તો હું મારું સર્વસ્વ આપી દઉં." આ ઉપરથી મેં સવાલ કર્યો કે, તમે કેમ ખાઇ શકો નહિ, ત્યારે તેણે એવો જવાબ વાળ્યો કે, દારૂ પીવામાં તથા તમાકુ ફુંકવામાં હું એટલો હદ પાર ગયો છું કે આવી ચીજોની લહેજત મને રહી નથી. આવી રીતે માયિક સુખ ભોગવવાથી મનુષ્યો જીવાત્માનો શાશ્વત આનંદ ગુમાવે છે.

જે મનુષ્ય પોતાની ઇંદ્રિયોને વશ રાખે છે, તે શરીરે ઘણો સુખી રહે છે, એટલું જ નહિ પરંતુ તેનામાં બળ ઘણું હોઇ આનંદ ભોગવે છે. તેવી જ રીતે જે સારાસાર વિચાર કરીને કાર્ય કરે છે, તેનામાં આધ્યાત્મિક બળ વિશેષ હોય છે. વળી તે પરમ સુખ અને ઐશ્વર્ય ભોગવે છે, કારણ કે આત્મસંયમથી એકલું સુખ જ નહિ, પરંતુ જ્ઞાન અને વિવેક બન્ને પ્રાપ્ત થાય છે. સ્વાર્થ અને અજ્ઞાનનાં દ્વાર બંધ થયાં એટલે જ્ઞાન અને વિવેકનાં દ્વાર ખુલ્લાં થાય છે. સદ્દગુણ આવવાથી વિવેક પ્રાપ્ત થાય છે. નિર્મળ જ્ઞાન એ જ વિવેકજ્ઞાનનું સ્થાન છે. જે પોતાના મન ઉપર કાબુ રાખે છે, તે જ ખરો સુખી છે.

સદાચાર લુખો, રસ વગરનો હોવાનું મનુષ્યોને બોલતાં

હું બહુ સાંભળું છું. જે ખાસિયત મનુષ્યે દેખાવમાં છોડી દીધી છે પણ જેની તે અંતરથી વાંછના કરતો હોય એ 'સદાચાર' કહેવાતો હોય તો તે 'સદાચાર' ખરેખર લુખો જ છે. આત્મસંયમી મનુષ્ય અધમ વિષયવાસનાનો ત્યાગ કરે છે એટલું જ નહિ, પરંતુ તત્સંબંધી વિચાર સરખો પણ કરતો નથી. તે પાછળ નહિ પડતાં-જોતાં આગળ વધે છે અને તેથી દરેક પગલે પગલે નવું સૌંદર્ય, અપૂર્વ ગૌરવ, આહ્લાદિક દર્શન તેની આગળ આવી ખડાં થાય છે.

આત્મસંયમમાં જે ગુપ્તદર્શનો થાય છે તેથી હું અચંબો પામું છું. આત્માની અપાર લીલાનાં સુંદર દર્શનોથી મન મોહિત થઇ જાય છે. તે દર્શનનો વૈભવ જોઇને મારું મન આનંદથી ઉભરાય છે. તેનું સૌંદર્ય અને શાન્તિ મને પરમાનંદ ઉપજાવે છે.

આત્મસંયમને માર્ગે જતાં જયનો હર્ષનાદ સંભળાય છે. ઐશ્વર્ય ખીલવાનું તથા વધવાનું જ્ઞાન થાય છે. દૈવી જ્ઞાનરૂપી અમર ખજાનો પ્રાપ્ત થાય છે અને મનુષ્યજાતિની સેવા કરવાનું શાશ્વત સુખ પણ પ્રાપ્ત થાય છે. જે મનુષ્ય તે રસ્તે થોડો ઘણો પણ જશે તે પોતાની શક્તિ ખીલવશે, એક પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત કરશે અને આળસુ તથા અવિચારી મનુષ્યના ખ્યાલમાં પણ આવે નહિ એવો આનંદ ભોગવશે; અને જે મનુષ્યે બધા દુર્ગુણોને વિદાયગીરી આપી તેમની જડ ઉખાડી નાખી હશે, તેવો મનુષ્ય તે આખે રસ્તે જઇ પરમાત્માને ખોળે બેસશે. મહાન્ જ્યોતિમાં નાની જ્યોતિ આપોઆપ ભળી જશે; અર્થાત્ તે જીવનો શિવ થઇ અમરત્વને પામશે.



૫

# સાધુજીવન અને મુક્તિ

આપણે આપણા શરીર ઉપર નકામો બોજો વહોરી લઇએ છીએ, તે તમે જાણો છો. એવા બોજા વગર ચલાવી લેવાથી સુખદાયી રાહિયત મળે છે, તેનો પણ તમને અનુભવ થયો હશે. તૃષ્ણા, વહેમી માન્યતા અને તર્કવિતર્કમાં ગુંચાયેલો જીવ તથા બધી યુક્તિઓ અને તર્કવિતર્કને લેખામાં નહિ લેતાં જીવનના રહસ્યના શાંત મનનથી સરલ અને મુક્ત થયેલો જીવ, એ બે પ્રકારના જીવનનો તમને પોતાને પ્રત્યક્ષ અનુભવ થયો હશે.

કેટલાક લોકો એવા છે કે, જે પોતાના ટેબલનાં ખાનાં, કબાટો અને ઓરડાઓને નકામી વસ્તુઓ અને ડાકડમાળથી ભારે મારે છે. આવો પ્રકાર કેટલીક વખત એટલે દરજ્જે વધી ગયેલો હોય છે કે, ઘરમાં બરોબર સાફ સુફ રાખી શકાતી નથી અને જીવાત ઉભરાય છે. નકામી વસ્તુઓ રાખ્યાનો ઉપયોગ થતો નથી અને તે કાઢવાથી જીવાત જતી રહે એમ હોય છે, છતાં તેઓ તેને દૂર કરવા ઇચ્છતા નથી. એ વસ્તુઓ આપણી પાસે છે તે સારું છે, એમ તેઓ ધારે છે. બીજાની પાસે તેનો જોડો નથી એવી ખાસ ખાતરી તેમને થાય તો તેમણે તે મેળવી છે, એમ વિચારી ખુશી થાય છે; અથવા કોઇ દિવસ પણ તે ઉપયોગમાં આવશે એવી દલીલ કરે છે. વખતે તે કિમતી અને ભારે ઉપયોગની થઇ પડશે, અથવા તે ચીજે જુની પુરાણી

હકીકતની યાદદાસ્તી લાવે છે અને તેથી કરીને તેનાથી ગમગીન થવાની મઝા ભોગવાય છે એવું પણ માની લે છે.

એક રળિયામણા, વ્યવસ્થિત અને સારા વહિવટવાળા ઘરમાં આવી ફાલતુ વસ્તુઓ, જેથી કચરો, ગેરસોઇ અને ઉપાધિ થવા પામે તેનો જમાવ થવા દેવામાં આવતો નથી. જો તેનો જમાવ થયો હોય અને ઘરને સ્વચ્છ કરી સુધારવાનો તથા તેમાં અજવાળું અને સગવડ કરવાનો નિર્ણય થાય છે તો તે બધાને એકત્ર કરી અગ્નિમાં અથવા કચરાની પેટીમાં નાખી દેવામાં આવે છે.

એવીજ રીતે મનુષ્યો પોતાના મનમાં માનસિક કચરાનો અને ડાકડમાળનો સંગ્રહ કરે છે. વળી તેને ચીવટપણે વળગી રહે છે તથા તેનો નાશ થવાનો ભય રાખે છે. જીવાત્માનું સરળ સુન્દર અને બધી રીતે પૂર્ણ એવું રહસ્ય માનસશાસ્ત્રના (આધ્યાત્મિક વિદ્યાના) ઢગલા નીચે દબાઇ જવાથી જોવા તથા જાણવાનું બંધ થાય, ત્યાં સુધી તેઓ અતૃપ્ત તૃષ્ણાઓ અને ધર્મ તથા નીતિ વિરુદ્ધના ભોગ વિલાસ માટે વલખાં મારે છે. દૈવી ચમત્કારો, દેવો, દુતો અને રાક્ષસો એવા એવા અસંખ્ય એક બીજાની વિરુદ્ધ જતા વહેમો, વગેરે બાબતો સંબંધી અટકળોના ઢગલા કર્યા કરી તર્કવિતર્કનો વધારો કરતા જાય છે.

ફાલતુ જુદા જુદા તર્કો અને તૃષ્ણાઓની દુઃખદાયક વ્યાકુળતા કાઢી નાખવી અને જે શાશ્વત તથા સ્વભાવસિદ્ધ હોય તેને જ વળગી રહેવું, એને જ સાધુજીવન કહેવામાં આવે છે.

જીવાત્મામાં શાશ્વત છે શું ? તેમજ સ્વભાવસિદ્ધ શું છે ?

સદ્‌વિચાર એકલો જ શાશ્વત છે અને ચારિત્ર્ય-વર્તન છે તે જ સ્વભાવસિદ્ધ છે. બધું બીનજરૂરી કાઢી નાખવામાં આવે અને સત્યને યથાર્થ રીતે સમજી ભક્તિપરાયણ જીવન ગાળવામાં આવે તો જીવાત્મા એવો સરલ છે કે, ભૂલ ન થાય તેવા, સહેલથી સમજાય પણ આચારમાં મુકવામાં સખત એવાં થોડાં બોધ વચનોમાં તેના વર્ગ પાડી શકાય. સઘળા પ્રતાપશાળી પુરુષોએ એવું સરલ જીવન ગાળ્યું છે. બુદ્ધદેવે આઠ સદ્‌ગુણ ધારણ કરવા માટે તેના વર્ગ પાડેલા છે, અને તે પ્રમાણે વર્તન થાય તો મનુષ્યો પૂર્ણજ્ઞાની થઇ શકે, એવું તેમનું કહેવું છે. એક સદ્‌ગુણ જેને તે 'ભૂત-દયા' કહે છે, તેમાં બધા આઠે ગુણોનો સમાવેશ કરેલો છે. પાંચ સદ્‌ગુણો આચરવાથી પૂર્ણ જ્ઞાન મળતું હોવા બદલ કોન્ફ્યુસિયસ જણાવે છે, અને તેનો એકમાં વિનિમય અથવા સહાનુભાવ-(દુ:ખ માટે દાઝ)માં સમાવેશ થવાનું વિવેચન કરે છે. જીસસે આખું જીવન પ્રેમના સ્વરૂપમાં મુકેલું છે. દયા, સહાનુભાવ, અને પ્રેમ, એ ત્રણે એક રૂપ છે. વળી તે કેવા અલંકાર રહિત પણ છે! એમ છતાં આ સદ્‌ગુણોનાં ગૌરવ તથા શ્રેષ્ઠતા સમજવાવાળા કોઇ પણ માણસને હું જોઇ શકતો નથી; કારણ કે-જેણે તે સદ્‌ગુણોને પૂર્ણ રીતે મગજમાં ઉતાર્યા છે, તે તેમને પૂર્ણ રીતે આચા-રમાં મુકે છે એવો મનુષ્ય સર્વ ગુણસંપન્ન અને દૈવી થાય છે. તેનામાં જ્ઞાન, સદ્‌ગુણ અને વિવેકની ખામી રહેતી નથી. સદ્‌ગુણના સરલ આદેશને અનુસરી પોતાનું જીવન ગાળવા ખરા દિલથી મનુષ્ય વર્તે તો જ તેને માલમ પડે કે, તેનામાં માનસિક કચરાના ઢગલા ભરાઇ રહ્યા છે અને તે કાઢી નાખવાની હવે તેને જરૂર છે. આવા વર્તન દર-

મિયાન પોતાની શ્રદ્ધા, સહનશીલતા, ધૈર્ય, માયાભાવ, નમ્રતા, સમજશક્તિ અને સંકલ્પની દૃઢતા માટે જે પીડા વેઠવી પડે છે તે હૃદયશુદ્ધિની તથા નિખાલસપણાની યોગ્ય સ્થિતિએ મન પહોંચે ત્યાં સુધી અત્યંત દુઃખદાયક હોય છે. પોતાના મનને, ઘરને અથવા ધંધાની દુકાનને સ્વચ્છ કરવાની રીત સુગમ અને સહેલી નથી, તોપણ તેનું પરિણામ સુખ અને શાન્તિ હોય છે.

જે થોડા સારભૂત નિયમો અથવા સૂત્રોને અનુસરી સૂક્ષ્મ તથા સ્થૂલ વસ્તુઓ ઉત્પન્ન થઇ યથાસ્થિત રીતે ચાલે છે, તેમાં તે વસ્તુઓની સવિસ્તર ગુંથણીના વર્ગ પાડી શકાય. વિવેકી મનુષ્યો થોડા સરલ નિયમોને અનુસરી પોતાનું જીવન ગાળે છે. પ્રેમના મુખ્ય સિદ્ધાંત પ્રમાણે જે જીવન ગાળવામાં આવે તે પૂર્ણ રીતે દૈવી રૂપે દેખાઇ આવે છે. તેમાં દરેક વિચાર, વાણી અને કાર્ય યોગ્ય રીતે પૂર્ણાહુતિ આણે છે, જેથી વિરોધ અને વ્યાકુળતા થવા પામતાં નથી.

બુદ્ધધર્મનો એક સાધુ જેણે અંતરની શુદ્ધિ તથા જ્ઞાન વિજ્ઞાન માટે ઘણી કીર્તિ મેળવી હતી, તેને એક વિદ્વાને પુછ્યું કે 'બૌદ્ધ ધર્મનું સારભૂત ઉત્તમ રહસ્ય શું છે?' સાધુએ જવાબ દીધો કે, "પાપ કરતાં અટકવું અને પુણ્ય કરતાં શીખવું" એ બુદ્ધધર્મનું સત્ય અને સારભૂત રહસ્ય છે. ત્યારે તે વિદ્વાન ફરી બોલ્યો કે 'ત્રણ વર્ષનું નાનું છોકરું જે વાત જાણે છે તે મેં તમને પુછી નથી. તમને હું એ પુછવા માગું છું કે 'બુદ્ધધર્મમાં અતિ ગહન, અતિ ગુહ્ય અને અતિ ઉપયોગી એવું રહસ્ય શું છે?' સાધુએ

તે પછી ઉત્તર આપ્યો કે, 'બુદ્ધધર્મમાં અતિ ગહન, અતિ ગુહ્ય અને અતિ ઉપયોગી રહસ્ય પાપ કરતાં અટકવામાં અને લોકનું ભલું કરવાનું શીખવામાં રહેલું છે. એ તો ખરું કે ત્રણ વર્ષનું નાનું છોકરું તે જાણતું હશે પરંતુ પળિયેલ વૃદ્ધ માણસો પણ તે આચારમાં મુકવામાં નિષ્ફળ નીવડે છે.' આ વચનો ઉપર ટીકા કરનાર વિવેચન કરે છે કે, તે વિદ્વાનને ખરી વાત—ખરા રહસ્યની જરૂર નહોતી; તેને આત્મદર્શનની ઇચ્છા નહોતી; તે તો કોઇ આધ્યાત્મિક વિચાર કઢાવવા માગતો હતો. જેમાંથી બીજો તર્ક ઉત્પન્ન થઇ એવા અનેક તર્કોનો ઉદ્ભવ થાય અને તેથી જે બુદ્ધિ માટે તે મગરૂર હતો તે બુદ્ધિને નાચ નચાવવાની તેને તક મળે.

તત્વજ્ઞાનની શાળાના એક વિદ્વાને એક વખત મને કહ્યું કે 'અમારી આધ્યાત્મિક વિદ્યાનું દર્શન આખી દુનિયામાં ઘણું જ પૂર્ણ અને ગહન રહસ્યવાળું છે.' તેથી મેં તે દર્શનનો અભ્યાસ કરવામાં પૂર્ણ એકચિત્ત થઇ જઇ જીવના રહસ્ય સુધી મુક્ત થવાની રીત પ્રમાણે વર્તી સાધુ જીવન અને મુકિત માટે તેમાં કેટલું ગહન રહસ્ય છે તે જોઇ લીધું, અને ત્યારથી હું એમ સમજ્યો છું કે, આધ્યાત્મિક કોકડાનો સુન્દર પણ ખોટા તાંતણા કાંતવામાં વખત ગુમાવવો તેના કરતાં જે સદ્ગુણો પાકા અને નિઃસંશય છે તેને અનુસરવામાં અને તે પ્રમાણે વર્તવામાં મારી શકિતનો ઉપયોગ કરવો, તથા તેમાં મારો વખત રોકવો, એ વધારે હિતાવહ છે.

પતરાજીખોર મનુષ્ય જે પોતાના અનુમાનને ભૂલથી ખરાં માની લે છે તેને, તેમજ ઢોંગી અને ગર્વિષ્ઠ મનુષ્યને

હું ઉત્તેજન આપતો નથી. તે જ પ્રમાણે અજ્ઞાની અને મૂર્ખ મનુષ્યને છૂટ મુકતો નથી. વિદ્યા પ્રાપ્ત કરવી એ સારું કામ છે. વિદ્યા ભણી રહ્યા એટલે પાર પડયા, અથવા તેથી મગરૂર થવું એ મૃત વસ્તુ મેળવવા જેવું છે ; તેથી ઉલટું મનુષ્ય જાતિને આગળ વધવા તથા તેમનું ભલું કરવાની ઉચ્ચ વૃત્તિ રાખવી એ એક જીવંત શકિત છે. તે શક્તિ સાથે વિનયી મન હોય તો તે શક્તિ લોકહિતનાં કાર્ય કરવાને એક મોટા હથિયાર રૂપ થઇ પડે છે. તે બુદ્ધધર્મનો સાધુ પેલા મગરૂર પૃચ્છક કરતાં કમી વિદ્વાન નહોતો, પરંતુ ઘણો જ સરલ અને વિવેકી હતો. અનુમાનો કરતાં તે ફક્ત અટકળો છે, એમ સમજી તેમને ખરી વાતો સાથે મેળવવામાં આવે નહિ, તો તે અનુમાનો–માની લીધેલી વાતો મનુષ્યોને આડે માર્ગે લઇ જતાં નથી; તોપણ ઉત્તમ અને જ્ઞાનવિજ્ઞાની મનુષ્યો એવાં અનુમાનો તરત જતાં કરે છે અને સદ્ગુણી સરલ જીવન ગાળે છે. આ પ્રમાણે તેઓ ધર્મગુરુ બને છે, અને સાહ્ય, જ્ઞાન અને મુક્તિના શિખરે પહોંચે છે.

પ્રાણી માત્ર સાથે નિખાલસપણે વર્તવાથી આપણને આનંદ થાય છે તેમજ મુકિત મળે છે. એવું નિખાલસપણું સાધ્ય કરવા માટે મનુષ્યે થોડું ચિંતન નહિ કરતાં વધુ ચિંતન કરવાની જરૂર છે. તે ચિંતન કોઇ ઉચ્ચ અને ઉપયોગી કાર્ય કરવા તરફ દૃઢ થવું જોઇએ. તેને નિરુપયોગી કલ્પના અને તર્કવિતર્કમાં વિખેરી નહિ નાખતાં જીવનના રહસ્ય તથા કર્તવ્ય ઉપર ઠસાવવું જોઇએ.

જે મનુષ્ય પોતાના હૃદયને અનુસરી વર્તતો રહે છે તેનું હૃદય નિર્મળ અને દૃઢ થયેલું હોવાથી તેની રગેરગમાં સાધુ જીવનનું લોહી પ્રસરી રહ્યું હોય છે, કારણ કે, તેનું

લક્ષબિંદુ આત્મદર્શી છે, અને તેમાં જ તે શાન્તિ માને છે. ખાવામાં નુકસાનકારક વસ્તુઓ વાપરવી, ફક્કડ કપડાં પહેરી ખોટો ભભકો મારવો, વાણીમાં અતિશયોક્તિ વાપરવી, કાર્ય કરવામાં કપટ રાખવું અને બુદ્ધિનો બારે ડોળ કે જેમાં જ્ઞાન સંબંધી તર્ક હોય નહિ એવા વિચાર કરવા, આ બધી બાબતો સદ્દગુણને પોતાના મનમાં વધુ સારી રીતે ઠસાવવા તથા તેના ઉપર ખરા દિલથી પ્રીતિ રાખવા માટે દૂર કરવી જોઇએ.

જે મનુષ્યના હૃદયમાંથી અહંભાવ નીકળી ગયેલો હોય છે તે મનુષ્ય જીવધર્મનું, મનુષ્યકર્તવ્યનું બીડું ઝડપે છે, જેથી તે જીવધર્મનું રૂપાન્તર એક અપૂર્વ છાપ પાડે એવા આત્મજ્ઞાનમાં થઇ જાય છે. તે મનુષ્ય આખી સૃષ્ટિનું કાર્ય તે પોતાનું કાર્ય સમજે છે. જીવનનું સત્ય ને મહાન્ રહસ્ય જે અત્યાર સુધી જ્ઞાનના અભાવને લીધે છુપાયેલું હતું તે આપોઆપ ખુલ્લું થઇ જાય છે, અને જે અનાદિ વસ્તુઓ વિષે મોટી મોટી કાલ્પનિક વાતો કરનારા ફક્ત અટકળો બાંધી વાદવિવાદ કરે છે, 'તે હું નહિ, આ પંચમહાભૂતનો દેહ તે પણ હું નહિ, પરંતુ મારું સત્યસ્વરૂપ તો આત્મા છે, હું બ્રહ્મ છું.' એવું તેને જ્ઞાન થાય છે.

સાધુજીવન અને સત્ય હૃદયવાળા, સદ્દગુણી અને વિવેકી પુરુષો ભવિષ્ય માટે તથા અગોચર અને અજ્ઞેય વસ્તુ માટે શંકા તથા બીક રાખી દુઃખી થતા નથી. તેઓ જે તે બાબતનાં કર્તવ્યો બજાવી ગોચર અને જ્ઞેય વસ્તુઓનો આશ્રય લે છે. તેઓ સત્ય વસ્તુ આપી દઇ કાલ્પનિક લેવાનો સોદો કરતા નથી. સદાચારમાં તેમને શાશ્વત

સલામતી લાગે છે. જીવનના રહસ્યનો ખરો ક્રમ જે ચાર આશ્રમનો બતાવ્યો છે તે યથાસ્થિત રીતે પાળવાથી અજ્ઞેય વસ્તુ મળવા સંબધે અભય વચનનું કિરણ જે જ્ઞાન પ્રકાશથી સ્ફૂરે છે તે જ્ઞાન પ્રકાશ તેઓ આત્મામાં જુએ છે અને તે કારણે તેમને શાન્તિ રહે છે.

સાધુ જીવનવાળા મનુષ્યો જરા પણ આચકો ખાધા વગર કાર્ય કર્યે જાય છે, તેથી તેઓ ગૌરવ અને ઐશ્વર્ય પ્રાપ્ત કરવા સમર્થ થાય છે. વહેમ, ઠગબાજી, દોષ, નિરાશા, શોક, શંકા અને ભય, આ બધી બાબતોને મનમાંથી કાઢી નાખેલી હોય છે, એટલું જ નહિ, પરન્તુ તેને તેઓ પુનઃ મન–લક્ષમાં લેતા જ નથી. આવા જીવન્મુક્ત પુરુષો પ્રતાપી, ચિત્તમાં દૃઢ અને સ્થિર તથા નિર્દોષ (નિષ્પાપ) હોવાથી વગર શંકાએ સઘળાં કાર્ય કર્યે જાય છે, અને તેઓ આલોકમાં પણ સ્વર્ગનું સુખ ભોગવે છે.



૬

# સદ્વિચાર અને નિવૃત્તિ

જીવનક્રમ, એ મનુષ્યને પડેલી આદતોનો એક સમૂહમાત્ર છે. એમાં કેટલીક આદતો હાનિકારક અને કેટલીક લાભકારક હોય છે. વિચાર કરવાની ટેવમાંથી બધી આદતો ઉત્પન્ન થયેલી છે. વિચારોથી મનુષ્ય ઘડાય છે, એટલે જિંદગીમાં સદ્‌વિચાર એ ઘણી જ ઉપયોગી વસ્તુ છે. એક વિવેકી અને એક મૂર્ખ, એ બે વચ્ચે અગત્યનો તફાવત એ છે કે વિવેકી માણસ પોતાના મનન ઉપર કાબુ રાખે છે, જ્યારે મૂર્ખ માણસ વિચારના વમળમાં તણાઇ જાય છે. ડાહ્યો માણસ કયી બાબત વિષે કેવી રીતે વિચાર કરવો, તે માટે નિર્ણય કરે છે, અને મુદ્દાના કાર્યમાંથી પોતાના વિચારને બહારના સંજોગોથી ફરવા દેતો નથી. એથી ઉલટું મૂર્ખના મનમાં એકાદ નિરંકુશ વિચાર ઉદ્‌ભવ્યો કે તરત જ તે તેની તરફ ખેંચાઇ જાય છે. આમ થવાથી જિંદગી, મનના આવેગ, ધૂન અને વિકારને વશ થઇ તે પોતાનું જીવન ગુજારે છે.

બેફિકરાઇવાળું અવ્યવસ્થિત મનન જેને સામાન્ય રીતે અવિચારીપણું કહે છે, તે ધોરણે કાર્ય કરવામાં આવે તો તે કાર્ય નિષ્ફળ જાય છે અથવા બગડે છે અને તેની પછવાડે દુઃખ લાગેલું હોય છે. પ્રાર્થના, ધાર્મિક ક્રિયાઓ તેમ જ દયા ને દાનનાં કૃત્યો એમાંનું કાંઇપણ ખોટા વિચારથી થયેલું નુકશાન વાળી શકતું નથી. ફક્ત સત્ય વિચાર કરવાથી જ ખોટું જીવન સુધારી શકાય છે. મનુષ્યો અને

વસ્તુઓ પ્રતિ મનનું યોગ્ય વલણ રાખવાથી જ નિવૃત્તિ અને શાન્તિ મળે છે.

જે મનુષ્ય પોતાના ખરા તનમનથી ઉચ્ચ સદ્‌ગુણને અનુસરી ચાલે છે તેનું જ જીવ્યું ધન્ય છે. તેણે પોતાના વિચાર તર્કશાસ્ત્ર સંમત, ક્રમવાર, મધુર, તેમજ યથાપ્રમાણ-વાળા રાખવા જોઇએ. કોઇ ચોક્કસ સૂત્રને અનુસરી તેણે પોતાના વિચાર ઘડી કાઢી જ્ઞાન રૂપી ચોક્કસ પાયા ઉપર પોતાનો જીવનક્રમ રચવો જોઇએ. તેણે ફક્ત માયાભાવ બતાવવો એમ કાંઇ નથી, પરન્તુ સમજુ મનુષ્યની રીતે માયાભાવ બતાવવો જોઇએ. માયાભાવ તે શા માટે બતાવે છે તે તેણે સમજવું જોઇએ. અને તે માયાભાવમાં વિકારનું કાંઇ પણ અપલક્ષણ હોવું ના જોઇએ; તેમ જ કઠોર વર્તન તથા બળાપાના આવેશના મિશ્રણ સાથે રહીરહીને આવતા આવેગવાળો તે માયાભાવ હોવો ના જોઇએ; (અર્થાત્ માયાભાવરૂપી મીઠા ડામ દેવા ના જોઇએ.) તેણે સદાચાર પ્રમાણે વર્તવાના પ્રસંગોમાં સદ્‌ગુણી રહેવું જોઇએ, એટલું જ બસ નથી, પરંતુ એમ લગાડે તેવા સંજોગોમાં ફસાઇ પડાય ત્યારે પણ તેના સદાચાર રૂપી જ્યોતમાં જરાપણ ઝાંખ નહિ આવતાં તે પ્રકાશ ચાલુ રહે, એ રીતે તેણે બેડો પાર ઉતારવો જોઇએ. પોતાના ભાવીમાં એકાએક ફેરફાર થયાથી અથવા પોતાના સંબંધવાળા લોકોના વખાણ અને ઠપકાથી તેણે પોતાના ઉત્તમ સદ્‌વર્તનનો ત્યાગ કરવો જોઇએ નહિ. તેણે જીવન પર્યન્ત સદાચારી જ રહેવું જોઇએ. તેણે સંસારની જંજાળમાંથી બચવાનું આશ્રયસ્થાન સદ્‌વર્તનને ગણવું જોઇએ.

માત્ર મનને સદ્‌ગુણી રાખવું; એ લગીરે પુરતું નથી, તેમાં

બુદ્ધિનો ઉપયોગ પણ થવો જોઇએ. બુદ્ધિના ઉપયોગ વગર મનના સદ્ગુણને ભય આવી પડે છે. મનોવિકારની માફક બુદ્ધિને પણ હમેશ દુર્ગુણો વળગેલા હોય છે. જેમ સ્વચ્છંદીપણું એ પ્રેમનું ધિંગાણું છે, તેમ આધ્યાત્મિક તર્કો એ બુદ્ધિનું ધિંગાણું છે. તર્કના ઉચ્ચ શિખરે પહોંચવાથી આનંદ થાય છે ખરો, પરન્તુ ત્યાં વિશ્રાન્તિ મળતી નથી, અને તેથી વિવેક બહાર ગયેલું મન, જે સનાતન વસ્તુને શોધે છે, તે ખોળી કાઢવા તેના રહસ્ય અને નીતિના ધોરણ તરફ તેણે વળવું જોઇએ. પંખી ઉંચે ઉડ્યા બાદ આશ્રય અને વિશ્રાન્તિ માટે ખડકમાં બાંધેલા પોતાના માળા તરફ જેમ પાછું ફરે છે, તેમ તર્ક કરનાર મનુષ્યે પોતાની સલામતી અને શાન્તિ માટે સદાચારરૂપી ખડક પ્રતિ પાછા ફરવું જોઇએ.

સદાચારનાં લક્ષણો મગજમાં ઠસાવવા માટે અને તે પ્રમાણે ચાલવું જરૂરનું છે તે સમજવા માટે, બુદ્ધિને કેળવવી જોઇએ. બુદ્ધિને ખોટે રસ્તે દોરી તેનો ખરાબ લાભ મળે નહિ તે માટે તેના ઉપર દાબ રાખવો જોઇએ; અને તેને નીતિ તથા જ્ઞાનવિજ્ઞાનને માર્ગે વાળવી જોઇએ. વિચાર કરનારે પોતાના મનમાં ખરાખોટાનો ખ્યાલ કરવો જોઇએ. પોતામાં ખરું જ્ઞાન કેટલું છે, તે વિચારવું જોઇએ. પોતે કેટલું જાણે છે, તે તેણે સમજવું જોઇએ. પોતે શું સમજતો નથી તે પણ તેણે જાણવું જોઇએ. વસ્તુસ્થિતિ, રૂઢિ અને તે સંબંધે અપાયેલા મત, પરોક્ષ તથા પ્રત્યક્ષ જ્ઞાન, સત્ય અને જુઠ, એ બધા વચ્ચેનો ભેદ તપાસતાં શીખવું જોઇએ. મનની ખરી વૃત્તિ જે ખરી વસ્તુને બારીક નજરથી જુએ છે, અને જેથી વિવેકી અને યશસ્વી જીવનક્રમ ઘડાય છે, તે વૃત્તિની શોધમાં

તર્કશાસ્ત્ર કરતાં વધુ તર્કબાજ થવું જોઇએ. મર્મ વચન બોલનાર મનુષ્ય બીજાના મનના દોષો ઉઘાડા કરવામાં જેવા તર્કબાજ હોય છે તેના કરતાં પોતાના મનના દોષો ખુલ્લા કરવામાં તેણે વધુ કઠોર થવું જોઇએ. સારાસાર બુદ્ધિથી તે આ રસ્તે થોડો વખત ચાલશે તો તેના પોતામાં ખરું જ્ઞાન કેટલું થોડું છે તે જોઇ આશ્ચર્ય પામશે. જે કંઇ થોડું પણ છે એમ સમજી તે ખુશી થશે કારણ કે, જો કે તે થોડું છે તોપણ તે જ્ઞાનરૂપી ચોખ્ખું સોનું છે. ધણી માટીમાં થોડું રતિ ભાર સોનું નકામ છુપાયલું રહેવા દેવું, એ વાસ્તવિક છે, કે માટી જુદી પાડી ફેંકી દઇ ફક્ત સોનું સોનું તારવી કાઢવું, એ વાસ્તવિક છે? જેવી રીતે ચળકતો હીરો ખોળી કાઢવા ખાણ ખોદનાર માટીના ઢગલેઢગલા ચાળી કાઢે છે, તેવી રીતે આધ્યાત્મિક ખાણ ખોદનાર ખરો વિચારી મનુષ્ય આત્મારૂપી ખરું ઝળહળતું જવાહીર, જે તેના માલીકને વિવેક તથા જ્ઞાન બક્ષે છે, તે ખોળવા માટે જુદા જુદા મત, માન્યતા, તર્ક અને કલ્પનાઓ રૂપી ઢગલાને પોતાના મનમાંથી ઝાટકી કાઢે છે.

આવી તારવણી કરવાથી જે જ્ઞાન એકત્ર થઇ ખુલ્લું થાય છે, તે જ્ઞાન સદાચારનો અંશ હોય એમ ગણવામાં આવે છે. જગતમાં જાણવા જેવું શું છે, તેની શોધ કરતાં સોક્રેટિસે સદાચાર ખોળી કાઢયો. મોટા ગુરુઓનાં દૈવી બોધવચનો સદાચાર પાળવા બદલ જ છે. જ્ઞાન સાથે સદાચાર ન હોય તો તે જ્ઞાનમાં વિવેક હોતો નથી. મનુષ્ય જેવું સમજે છે તેવું આચરણમાં મુકે છે. જે માણસ તે સમજતો નથી તેને તે આચારમાં મુકતો નથી. પ્રેમના વિષય ઉપર માણસો નિબંધો લખે અથવા ભાષણો આપે, પરંતુ તે પોતાના કુટુંબ

સાથે કડક રીતે વર્તતો હોય અથવા પોતાના પ્રતિસ્પર્ધી ઉપર દ્વેષ રાખતો હોય, તો તેને પ્રેમ માટે કેટલું માન છે તેનો વિચાર કરો. ધાંધલિયા અને કાલ્પનિક વાતો કરનાર મનુષ્યો 'દયા દયા' બોલીને પોતાની સુંદર વાણીને લજવે છે. દયાનો ગુપ્ત અને સદા વહેતો ઝરો તો જ્ઞાની મનુષ્યના હૃદયમાં જ હોય છે. જેના હૃદયમાં દ્વેષ નથી, અને જે બધાંની સાથે સલાહ શાન્તિથી રહે છે તે જ શાન્તિ શું તે સમજે છે. સદાચાર સંબંધે પેચી વ્યાખ્યાઓ જ્યારે દુર્ગુણી મનુષ્યના મુખમાંથી નીકળે છે ત્યારે તે તેના અજ્ઞાનમાં ફક્ત વધારો જ કરે છે. ઉપરકિયા જ્ઞાન મોઢે કર્યા કરતાં ખરું જ્ઞાન મેળવવા વધુ ઉંડા ઉતરવું જોઈએ. સદાચારના સંસર્ગથી જે જ્ઞાન મળે તે દૈવી હોય છે. વિનયનો ગુણ એવો છે કે, તેવા વિનયવાળો મનુષ્ય પોતાની બુદ્ધિમાંથી મિથ્યા કીર્તિ મેળવવાની અને ખોટો ફાંકો રાખવાની વાતો કાઢી નાખી તે બુદ્ધિને સૂક્ષ્મ જ્ઞાનદૃષ્ટિ અને અજિત શક્તિથી દિપાવે છે. "તમારામાં જે નિષ્પાપ હશે તે જ અચૂક ઘા કરી શકશે–તેને જ વરમાળ ચઢશે" એવું બોલવું એ પૂર્ણ સત્ય છે, તે સાથે એ તેનો વિશ્વવ્યાપી પ્રેમ બતાવે છે.

ખોટા વિચાર કરનાર મનુષ્ય તેના દુર્ગુણોથી ઓળખાય છે. ખરા વિચાર કરનાર મનુષ્ય તેના સદ્‌ગુણોથી ઓળખાય છે. ખરાબ વિચાર કરનારનો ચહેરો તેના મનનો ઉદ્વેગ તથા બેચેની કહી આપે છે, જેથી તેને કાયમની શાન્તિ હોતી નથી. તે ધારે છે કે, બીજા લોકો મને નુકસાન કરશે, ઉતારી પાડશે, છેતરશે, હલકો પાડશે અથવા પાયમાલ કરી નાખશે. સદ્‌ગુણ રૂપી ઢાલનું બળ નહિ સમજવાથી તે પંચભૂતના પૂતળાનો બનેલો પોતાના દેહનો આશ્રય શોધે

છે અને વહેમના, દ્વેષના, ક્રોધના અને વેર વાળવાના વિચાર કરે છે, જેથી તે પોતાના દુર્ગુણરૂપી અગ્નિમાં બળી મરે છે. જ્યારે તેની નિંદા થાય છે ત્યારે તે સામી નિંદા કરે છે; જ્યારે તેના ઉપર આળ ચઢાવવામાં આવે છે ત્યારે તે સામું આળ ચઢાવે છે, જ્યારે તેના ઉપર હુમલો કરવામાં આવે છે ત્યારે તે પોતાના પ્રતિસ્પર્ધી ઉપર બમણા જોરથી તૂટી પડે છે. ખોટો વિચાર કરનાર મનુષ્ય "મને અન્યાય થયો" એવા બખાળા કર્યા બાદ સંતાપ તથા કલેશ કરવા મંડી જાય છે. દુર્ગુણ તથા સદ્‌ગુણને પારખવા તેનામાં શક્તિ નહિ હોવાથી, તેમજ તેનામાં નિરીક્ષણશક્તિ નહિ હોવાથી પોતાના ઉદ્વેગનું કારણ પડોસી નહિ, પરંતુ પોતાનું જ પાપ હતું, એ તે જોઇ શકતો નથી.

ખરા વિચાર કરનાર પોતાના દેહ માટે તથા તેના રક્ષણ માટે વિચાર કરતો નથી, તેથી બીજા લોકોએ તેના તરફ ચલાવેલાં ખોટાં વર્તનથી તેને ઉદ્વેગ કે બેચેની ઉપજતાં નથી. "આ માણસે મને નુકસાન કર્યું" એવું તેની કલ્પનામાં પણ આવતું નથી. પોતાના ખરાબ કૃત્ય સિવાય તેનું નુકસાન થાય નહિ, એમ તે સૂક્ષ્મ વિચારથી સમજી જાય છે. મારું હિત મારા પોતાના જ હાથમાં છે અને મારી પોતાની જ જાત સિવાય બીજું કોઇ મારી શાન્તિમાં ખલેલ પાડી શકે નહિ, એમ પણ તે સમજે છે. સદ્‌ગુણ એ તેની ઢાલ છે, અને પ્રતિકાર કરવો એવો વિચાર તેનાથી દૂર વસે છે. તે એક નિશ્ચયથી શાન્તિ ભોગવે છે, તેથી તેને સંતાપ થતો નથી. લાલચના પ્રસંગે તે અસાવધ હોતો નથી, તેથી તેના મનરૂપી મજબુત કિલ્લા ઉપર થયેલો હુમલો નિષ્ફળ જાય છે. સતત સદ્‌ગુણ આચરવાથી તેનામાં પૌરુષ-તેજ તથા શાન્તિ હોય છે.

મનુષ્યો અને વસ્તુઓ તરફ મનનું ખરું વલણ-પ્રવીણ અને પ્રેમી નિવૃત્તિવાળા મનુષ્યનું વલણ-કેવું હોવું જોઇએ, તે ખરા વિચાર કરનારાઓએ શોધી કાઢી તે પ્રમાણે તેઓ વર્તેલા છે. આવું વલણ એ કોઇ પ્રકારનો ત્યાગ નથી, પરંતુ વિવેક છે; તે બેપરવાઇ નથી પણ ચોક્કસ મર્મ સમજવાની શક્તિ છે. જીવનનું રહસ્ય તેઓ સમજ્યા છે. વસ્તુઓને તેમનાં મૂળ રૂપમાં જુએ છે. તેઓ જીવનક્રમમાં વખતોવખત થતા ફેરફારોની અવગણના કરતા નથી, પરંતુ તેમને કર્મના નિયમને અનુસરી ફળ ભોગવવાનું લેખે છે. સૃષ્ટિના નિયમને અનુસરી કાલાન્તરે ફેરફાર થયા કરે છે એવી સમજ તેઓ ધરાવે છે. સૃષ્ટિ ન્યાયથી ટકી રહી છે એમ તેઓ સમજે છે. મનુષ્યોના માંહોમાંહેના નજીવા કજીઆ અને ક્ષણિક સ્પર્ધામાં વચ્ચે નહિ પડતાં તે ઉપર નજર રાખ્યા કરે છે. તેમાં તેવા વિચાર કરનારા કોઇનો પક્ષ લેતા નથી. તેઓ બધા સાથે દયાભાવથી વર્તે છે. તેઓ એક પક્ષ પર વધુ અને બીજા પક્ષ ઉપર કમી કૃપા દેખાડતા નથી. જેમ સદાચારથી મનુષ્યો ઉપર કાબુ મેળવાય છે, તેમ સંસારમાં પણ છેવટ થશે, એમ તેઓ સમજે છે. પાપ, પાપને ખાઇ જાય છે, જેથી સદાચારનો જય થયો સમજવો એમ પણ તેઓ સમજે છે.

સદાચારી મનુષ્ય કોઇ પણ કાર્યમાં નિષ્ફળ જતો નથી અને ન્યાયને તે બાજુએ મુકતો નથી. મનુષ્ય જે જે કૃત્ય કરે, તેમાં ન્યાયનો હાથ ઉપર રહે છે. તેના શાશ્વત સ્થાન પર હલ્લો થતો નથી, તેમ તેને ભય પણ આવી પડતો નથી; તો પછી તેને દબાવી દેવાની તથા કાઢી નાખવાની વાત

તો દૂર જ રહે છે; અને તે જ કારણે ખરા વિચાર કરનારની શાશ્વત નિવૃત્તિનું મૂળ આમાં છે. પોતે નીતિમાન થયેલો હોવાથી નીતિનો નિયમ તે લક્ષમાં રાખે છે; તેણે પ્રેમ જિતેલો હોવાથી શાશ્વત પ્રેમ તે સમજે છે. તેણે દુર્ગુણ તજેલો હોવાથી સદાચાર શ્રેષ્ઠ હોવાનું તે માને છે.

જેનું હૃદય દ્વેષ, વિષયવાસના અને ગર્વથી મુક્ત, છે જે બધા દુનિયાને પાપ રહિત સમજી નિર્મળ દૃષ્ટિથી જુએ છે, જેનો કટ્ટો દુશ્મન તેના ઉપર વેર જાગૃત નહિ કરતાં પોતાના હૃદયમાં કોમળ પ્રીતિ ઉપજાવે છે, જેને જે વિષયો બાબત જ્ઞાન હોતું નથી તે વિષે તે ખોટી બડાશ મારતો નથી, અને જેનું હૃદય હમેશાં શાન્તિમાં રહે છે તેજ મનુષ્ય ખરા–સત્ય વિચાર કરનારો છે.

જે મનુષ્યના વિચારો સનાતન વસ્તુ, જે આત્મા (બ્રહ્મ) તેને અનુસરતા થયા હોય છે તેના હૃદયમાં કડવાટ રહ્યો હોતો નથી, વેરભાવ નીકળી ગયો હોય છે, અને પ્રથમ જેનો તે તિરસ્કાર કરતો હતો તેના ઉપર હવે તે પ્રેમ રાખે છે.

મનુષ્ય ભલે વિદ્વાન્ હોય પરંતુ તેનામાં વિવેક નહિ હોય તો તે ખરો વિચાર કરનાર થશે નહિ. વિદ્યા પ્રાપ્ત કરવાથી પાપવૃત્તિ જતી રહેતી નથી. ઘણા વાચનથી પાપ અને દુઃખ દૂર થતાં નથી. પોતાની જાત ઉપર કાબુ મેળવવાથી જ પાપવૃત્તિ ઉપર કાબુ આવે છે અને નીતિ, ન્યાય પ્રમાણે વર્તવાથી જ દુઃખનો અંત આવે છે.

હોશિયાર, વિદ્વાન અને સ્વબુદ્ધિપર નિષ્ઠાવાળા મનુષ્યનું જીવતર નહિ, પરંતુ નિર્દોષ, સદ્‌ગુણી અને વિવેકી મનુષ્યનું જીવતર જ ધન્ય છે. પહેલો (કહેલો મનુષ્ય) જિંદગીમાં અમુક

સિદ્ધિ પ્રાપ્ત કરે, પરંતુ બીજો (પાછલો મનુષ્ય) તો તે **મહાન વિજય–છેવટનો વિજય–મોક્ષ** મેળવે છે. એ વિજય એટલો બધો દુર્જય અને પૂર્ણ છે કે દુન્યવી આંખે એ માણસ ભલે પાછો પડેલો દેખાય પણ ખરી બોલબાલા તેની જ છે તેનો વિજય એટલો બધો દુર્જય અને પૂર્ણ છે.

સદ્‌ગુણી મનુષ્યને કોઇ જરા પણ ડગાવી શકતો નથી. તેને કદાપિ પણ ગભરાટમાં અણાતો નથો. તેની કદી પણ હાર થતી નથી. જે કોઇ સદ્‌ગુણને અનુસરી વિચાર કરે છે, જે નીતિને માર્ગે કાર્ય કરે છે, જેનું મન સત્યને અધીન છે, તે જ મનુષ્ય જન્મમરણના ફેરાને તરી જાય છે, કારણ કે સત્ય અને નીતિ રૂપી સ્તંભો ઉપર સૃષ્ટિ ઉભી રહેલી હોવાથી સદ્‌ગુણી મનુષ્ય છેવટ તરવો જ જોઇએ.



# ૭

# શાન્તિ અને તે મેળવવાના ઉપાય

જે મનુષ્ય સત્યથી વર્તે છે, તે હમેશ સ્વસ્થ રહે છે. નિર્દોષ અને સત્યથી વર્તનાર મનુષ્યના હૃદયમાં ધાંધલ તથા ઉદ્વેગ, ચિંતા અને ભય પ્રવેશ કરતાં નથી, અને તેને આત્મસંયમથી છેવટ શાશ્વત શાન્તિ મળે છે. શાન્તિમાં એવી બલિહારી છે કે, તે બધા સદ્‌ગુણોને વધુ દેદિપ્યમાન બનાવે છે. જેવી રીતે કોઇ મહાત્માની મુખમુદ્રા ઉપર ઓજસ દેખાય છે તેવી જ રીતે સદાચારી મનુષ્યની મુખમુદ્રા ઉપર શાન્તિ રૂપી તેજ ફરી વળેલું હોય છે. મનુષ્યમાં શાન્તિ ન હોય તો તેનું મહાન્ આસ્તિકપણું એક જાતનું અતિશયોક્તિ વાળું નાસ્તિકપણું જ છે. જે મનુષ્યનું મગજ બહારથી સહેજ વિઘ્ન આવતાની સાથે જ ખસી જાય છે, તેનું આધ્યાત્મિક સામર્થ્ય કયાં ગયું–તેના પુરુષાર્થનું બળ કયાં ગયું ? જે મનુષ્ય લાલચ અને બારીક સમયના પ્રસંગે પાપકર્મ કરવામાં અથવા અયોગ્ય ઝનુનમાં ગરકાવ થઇ જાય છે, તે મનુષ્યનાં બોધવચનોની અસર બીજા માણસના મન ઉપર કેટલી વાર ટકી શકે વારૂ ?

સદાચારી મનુષ્યો પોતાના મન ઉપર કાબુ રાખે છે અને પોતાના વિકારો તથા આવેગો ફાટી નીકળે નહિ, તે માટે કાળજી રાખે છે. આ પ્રમાણે કરવાથી તેમને તેમના મન ઉપર કાબુ મળે છે અને તેથી તેઓ ધીરે ધીરે શાન્તિ

મેળવતા જાય છે. શાન્તિ મળવાથી તેમનાં બોધવચનોની અસર બીજાઓ ઉપર થઇ તેમના ઉપર વકર જમાવી ઐશ્વર્ય તથા શાશ્વત આનંદ મેળવી તેઓ મહાત્માનું ધન્ય જીવન જીવી જન્મ્યાનું સાર્થક કરે છે.

જેઓ પોતાના મન ઉપર કાબુ રાખતા નથી, જેઓ પોતાના વિકારો અને આવેગોને અધીન થઇ રહે છે, જેઓ ઉદ્વેગ વહોરી લઇ ધર્મ–નીતિ વિરુદ્ધ મોજમઝામાં પડયા રહે છે તેવા લોકો પરમાનંદ રૂપી મોક્ષ મેળવવાનું જીવન ગાળવા હજી લાયક થયા નથી, અને તે કારણે શાન્તિ રૂપી ખુબીદાર જવાહીરની તે કદર કરી શકે નહિ, તેમ મેળવી શકે પણ નહિ. આવા લોકો શાન્તિ માટે મોઢેથી યાચના કરે છે પણ તેમના હૃદયમાં તેવી ઇચ્છા હોતી નથીઃ અથવા જે થોડોક વખત મોજમઝા મારવા તેઓ ઇચ્છા રાખે છે તે જાતની મોજમઝા ભોગવવી, એજ તેમના "શાન્તિ" શબ્દનો અર્થ તેઓ સમજે છે.

પાપકર્મથી થયેલો ઉદ્વેગ, જેને લીધે મનુષ્યને દુઃખ તથા પસ્તાવો થયા કરે છે તેવો ઉદ્વેગ, શાન્તિવાળા મનુષ્યમાં વખતોવખત ઉછાળા મારતો નથી. મૂર્ખ મનુષ્યોની માફક તેઓ મૂર્ખાઇ ભરેલી ફૂલાસો હાંકતા નથી ને તે કારણે તેમને તેવા ઉત્સાહભંગના પ્રસંગો આવતા નથી. પોતાની ઉપર દુઃખ આવી પડે અથવા સ્વમાન ગુમાવે તેવાં હલકાં કાર્ય તેઓ કરતા નથી. આવી બધી બાબતો કાઢી નાખવામાં આવતાં, આવા બધાં ઝાંખરાં દૂર થતાં જે અવશેષ રહે તેજ સત્ય–તે જ બ્રહ્મ છે, એમ સમજવું. કારણુ સત્યનો વાસ શાન્તિમાં હોય છે. શાન્તિનું જીવન એ અખંડ સુખ છે. જેનું મન કાબુમાં ના હોય તેને જે કર્તવ્યો કંટાળો

ઉપજાવે છે તે કર્તવ્યો શાન્તિવાળા મનુષ્યને આનંદ આપે છે. ખરેખર શાન્ત જીવનમાં "કર્તવ્ય" શબ્દનો અપૂર્વ અર્થ રહેલો છે; તે સુખનું વિરોધી નહિ છતાં સુખદાતા છે. શાન્તિવાળો મનુષ્ય તથા નીતિવાળો મનુષ્ય આનંદ અને કર્તવ્યને જુદાં ગણુતો નથી. આનંદ અને કર્તવ્યને જુદાં ગણવાનું કાર્ય તો ઇશકબાજ અને વિષયલોલુપ મનુષ્યોને સોંપેલું હોય છે.

જે ક્ષણિક આનંદ આસુરીવૃત્તિથી પ્રાપ્ત થાય છે તેને અંધ થઇ વળગી રહેવાથી શાન્તિ મળવી મુશ્કેલ થઇ પડે છે. દુઃખ એ પણ જીવનની એક નૈમિત્તિક મઝા છે એ તેમની સ્વાર્થવૃત્તિ માને છે. શાન્તિ મેળવવાનુ કામ કઠિન છે. પરંતુ તે મેળવવાનો માર્ગ તો સરલ છે. તે રસ્તો આવા આવેશ તથા આસુરીવૃત્તિ જે શાન્તિનાં વિરોધી છે તેને દૂર કરવામાં રહેલો છે, તેમજ જે દઢ–પાકા સદ્‌ગુણો જુદેજુદે વખતે બનતા બનાવો તથા સંજોગો સાથે બદલાતા નથી, જેનો ઉગ્ર પ્રત્યાઘાત થતો નથી અને તે કારણે જે કાયમનો સંતોષ તથા પૂર્ણ શાન્તિ આપે છે તેવા સદ્‌ગુણરૂપી મજબુત કિલ્લામાં તે રહેલો છે.

જે પોતાના મન ઉપર કાબુ મેળવે છે, જે દરરોજ પોતાના મનમાં વધુ સ્વસ્થ થવા, વધુ આત્મસંયમી થવા અને મનની વધુ સ્થિરતા મેળવવા કોશીશ કરે છે તેને જ શાન્તિ મળે છે. જેણે પોતાના મન ઉપર જે પ્રમાણમાં કાબુ મેળવ્યો હોય છે, તે પ્રમાણમાં તે પોતાની જાતને આનંદ અને બીજાને સુખ આપે છે. પોતાના મન ઉપર આવો કાબુ સતત અભ્યાસથી જ મળે છે, તેથી મનુષ્યે દરરોજ

યત્ન કરી પોતાની ખામીઓ દૂર કરવી જોઇએ. પ્રથમ તો આપણામાં કયી કયી ખામીઓ છે તે નક્કી કરવું જોઇએ; અને પછી તેમને પોતાના વર્તનમાંથી કેવી રીતે દૂર કરવી, તેનો અભ્યાસ કરવો જોઇએ. યત્ન કરવાનું છોડી નહિ દેતાં જો તે ચાલુ રાખવામાં આવે તો ધીમે ધીમે તે દૂર કરી શકાય છે; અને જેટલી નાની નાની સિદ્ધિ–(કોઇપણ સિદ્ધિ નાની એટલે ક્ષુલ્લક કહેવાતી નથી એવો અહિં ભાવાર્થ છે.) તે મેળવશે તેટલી વધારે શાન્તિ તેને મળશે અને તેના વર્તનમાં સ્થાયી વર્તનના જેવો વધારો થશે. આ પ્રમાણે તે પોતાના જીવાત્માને શાન્ત રાખી, બધા સંજોગો ઉપર કાબુ રાખવામાં તથા પોતાનાં કર્તવ્યો દોષ રહિત કરવામાં લાયક નીવડી પ્રતાપી, દક્ષતાવાળો અને સુખી થશે. મુક્તિ મળે તેવી શ્રેષ્ઠ શાન્તિ જેને કોઇ પણ આવેગ ખલેલ પહોંચાડી શકે નહિ તેવી શાન્તિ, આ જિંદગીમાં કદાચ પ્રાપ્ત થાય નહિ તોપણ, તે એવો તો સ્વસ્થ અને નિર્દોષ થશે કે પોતાનું જીવન આ દુનિયામાં ઘણી શાન્તિમાં કાઢી શકશે, અને તેની હયાતીમાં જે અનુગ્રહો તેણે કર્યા તે, દુનિયા સમજી તેમાંના કેટલાક ઉચ્ચ પદ પર ચઢશે.

પોતાના મન ઉપર હર વખત કાબુ રાખવાથી મનુષ્યને પોતાના મનની વિષમતાનું ભાન થાય છે, અને તે દિવ્ય જ્ઞાન તેને અખંડ શાન્તિ મેળવી આપે છે. તે જ જ્ઞાન આ છે, 'હું કોણ છું': તે જાણ્યા સિવાય મનને કાયમની શાન્તિ મળતી નથી, અને જેઓ તોફાની વિકારોમાં તણાયા જાય છે, તેઓ શાન્તિના પવિત્ર ક્ષેત્રમાં દાખલ થઇ શકતા નથી. જે મનુષ્ય તોફાની ઘોડા ઉપર ચઢી તેને ગમે તેમ દોડવા દઇ પોતાને ગમે ત્યાં ઘસડી લઇ જવા દે છે, તે બુદ્ધિહીન

મનુષ્ય જાણવો. જે માણસ ઘોડા ઉપર ચઢયા બાદ તેને ઉસ્તાદની માફક કાબુમાં રાખી પોતાની ધારેલી દિશામાં તથા ધારેલા વેગથી ચલાવે છે, તેના જેવો પ્રતાપી બીજો કોઇ નથી.

જે મનુષ્યનું વર્તન દૈવી થયું છે અથવા થતું જાય છે, અને જેઓ તેના સમાગમમાં આવે તે સઘળાને આશ્રય તથા શાન્તિ આપે છે, તે મનુષ્યને શાન્તિ. એ શોભા આપનારી વસ્તુ છે. જેઓ પોતાની મૂર્ખાઇ અને શંકામાંથી ડગતા નથી, તેમને પણ આવા શાન્ત મનુષ્યની સમક્ષ જવાથી તેમના દુઃખી મનને આશ્રય મળે છે, એવા સાધુજનની પાસે એકવાર જવાથી ફરી ફરીને જવાની ઉત્કંઠા થાય છે, અને શોકના પ્રસંગે શાન્તિ અને દિલાસાથી તે તેને ભરપૂર કરે છે; કારણ કે જે પોતાના મન ઉપર કાબુ રાખવામાં દઢ છે તે જ બીજાને મદદ કરી શકે. જેણે પોતાની જાતનો ઉચાટ દૂર કર્યો છે તે રસ્તે જતા ઉચાટવાળા મનુષ્યને મદદ કરી શકે, એમાં કંઇ પણ નવાઇ નથી.

જે માણસની શાન્તિ માટે કસોટી કરવાથી અથવા તેના ઉપર દૈવયોગના પ્રસંગો આવવાથી અથવા તેની સમક્ષ બીજાની જુઠી જુઠી વાતો કરવાથી, નિંદા કરવાથી અથવા બીજા ઉપર ખોટાં આળ ચઢાવવાથી તેની શાન્તિમાં ખલેલ પડતી નથી, અથવા તેમાં કંઇ ફેરફાર થતો નથી તે મનુષ્ય દેવતાઇ પુરુષ કહેવાય છે. જ્ઞાનવિજ્ઞાની મનુષ્યનું સત્ય સ્વરૂપ આવું હોય છે. શાન્તિવાળું મન એજ શ્રેષ્ઠ મન છે. જે મનુષ્યને ઘણાં ઘણાં અપમાનો કરવામાં આવે અથવા તેના ઉપર ખોટાં આળ ચઢાવવામાં આવે, છતાં પણ તે પોતાની શાન્તિ છોડતો નથી અથવા તેમાં જરા પણ ફેરફાર

થવા દેતો નથી, તે જ મનુષ્ય દેવતાઇ નમ્રતાવાળો અને સર્વ કાળ દઢતાવાળો કહેવાય છે. આવી શાન્તિ એ આત્મસંયમનું પૂર્ણ ખીલેલું ફૂલ છે; દુઃખ રૂપી અગ્નિમાંથી પસાર થવાથી તથા પોતાની ભૂલ માટે પોતાના મનમાં લાંબો કાળ પશ્ચાત્તાપ કરવાથી ધીમે ધીમે અને શ્રમ ઉઠાવતાં ઉઠાવતાં આવી શાન્તિ પ્રાપ્ત થાય છે.

શાન્તિવાળા મનુષ્યે પોતાના અંતરમાં સુખ અને જ્ઞાન એ બેનો ઝરો શોધી કાઢયો હોય છે. તે ઝરો એવો હોય છે કે, તેમાંનું પાણી કદી સુકાતું જ નથી. તેની શક્તિઓ તેના પૂર્ણ કાબુમાં હોય છે. તેને સાધનોની ખોટ હોતી નથી. પોતાની શક્તિઓને તે ગમે તે દિશામાં કામે લગાડે તોપણ તે અપૂર્વતા અને દૈવીશક્તિ બતાવે છે. આમ થવાનું કારણ એ છે કે, દરેક કાર્ય હલકું યા ભારે, તે માટે લોકો શું તર્ક બાંધશે, તે પર વિચાર નહિ કરતાં તેના મૂળ રૂપમાં તે તેને જુએ છે. જો તેને કંઇ કીર્તિ મેળવવાની રહી ગઇ હોય છે, તો તે માટે હવે તેને મોહ રહેલો હોતો નથી. તર્ક તે તર્ક જ છે, તેના ઉપર કંઇ વજન રખાય નહિ, એમ સમજી તેને તે મુજબ ગણે છે. તેણે સ્વાર્થનો ત્યાગ કર્યો હોય છે; અને ધર્મનીતિને અનુસરતો હોવાથી કુદરત તથા સૃષ્ટિમાં જે દૈવીશક્તિ કાર્ય કરી રહેલી છે, તે સાથે તે તદ્રૂપ થયેલો હોય છે. તેનાં સાધનો સ્વાર્થનાં હોતાં નથી; તેને ગર્વ થતો નથી; તેને મન, 'મારું તારું' હોતું નથી અને તેના સદ્ગુણો તેના શરીરના એકલાના નહિ પરંતુ આત્માના હોવાનું તે માને છે; તે પોતાને સૃષ્ટિની દૈવીશક્તિનું જ્ઞાની સાધન હોવાનું અને તુચ્છ વામનજી જેવું, સ્વાર્થની નીચ ધારણા માટે વળખાં મારતું પ્રાણી નહિ

હોવાનું માને છે; તેણે દેહાસક્તિ છોડી દીધેલી હોવાથી અકરાંતિયાપણું, કલેશ, ઉપાધિ અને ભયનો ત્યાગ કરેલો હોય છે; તે શાન્તિથી કાર્ય કરે છે અને તેવી જ શાન્તિથી તેનું પરિણામ અંગીકાર કરે છે. તે વિચિક્ષણ અને ચોકસ હોવાથી માથે લીધેલાં કાર્યમાં જે કાંઇ કરવાનું હોય તે ઉપર બારીક નજર રાખે છે. તે આંખ મીચીને કાર્ય કરતો નથી. તે સમજે છે કે, દૈવયોગ અથવા કૃપા જેવું કાંઇ છે જ નહિ.

શાન્તિવાળા મનુષ્યનું મન સ્થિર સરોવરની સપાટી જેવું હોય છે, તેથી તે મન જીવાત્માનો તથા તેના કર્તવ્યોનો બરોબર ચિતાર આપે છે. એથી ઉલટું સરોવરના હાલતા પાણીની માફક ગભરાટવાળા મનુષ્યનું મન, તેની ઉપર આવી પડેલાં કર્તવ્યોનો ખરાબ દેખાવ આપે છે. આત્મસંયમી મનુષ્ય સમાધિસ્થ થઇ પોતાના નિર્મળ અંતરમાં સૃષ્ટિનું આબેહુબ પ્રતિબિંબ જુએ છે. સૃષ્ટિરચના જ્ઞાનમય હોવાનું તે સમજે છે. પોતે પણ જ્ઞાની થવાનો એવું (હોવાનું) તેને લાગે છે. જે બાબતોને દુનિયા ગેરવાજબી અને દુઃખદાયી સમજે છે, અને જે પ્રથમ તેને પણ તેવી લાગતી હતી, તે બાબતો હવે ( જ્ઞાન થયા પછી ) તેને પોતે પાછલા જન્મોમાં કરેલાં કૃત્યોના પરિણામ રૂપે સમજી, તેમને આનંદથી સમષ્ટિના દિવ્યાંશ તરીકે વધાવી લે છે. આ પ્રમાણે આનંદનાં અને જ્ઞાનનાં અપાર સાધનોવડે તે શાન્તિમાં રહે છે.

જે કાર્યમાં આકળો મનુષ્ય હાર ખાય છે તે કાર્ય શકિતવાળો મનુષ્ય પાર ઉતારે છે. જે પોતાના હૃદયમાં થતા ભારે વિરોધો અને સંદિગ્ધ વિષયો સામે હિમ્મતથી બાથ ભીડી પાર ઉતર્યો છે તે બાહ્ય વિરોધો સાથે ટક્કર ઝીલવા

સમર્થ હોય છે. જેણે પોતાના અંતરના વિકારરૂપી શત્રુઓને વશ કર્યા છે તે બાહ્ય શત્રુઓને હઠાવવા ખરેખરો પાત્ર છે. શાન્તિવાળા મનુષ્યને પોતાના પૂર્ણ ધૈર્યમાં વિઘ્નનો ભાસ થાય છે, તેથી તેને કેવી રીતે રોકવું તે, તે બહુ સારી રીતે સમજે છે. આકળા મનુષ્યનું મન સ્થિર રહેતું નથી, તેને ક્યાં જવું તે સુઝતું નહિ હોવાથી તેમ જ તેને બેચેની તથા ભયના ભણકારા વાગતા હોવાથી તેનું ચિત્ત ભમી ગયેલું હોય છે. શાંતિવાળા મનુષ્ય ઉપર જે જે પ્રસંગો આવી પડે છે, તેમનું તેની તદબીર આગળ કંઇ પણ ચાલતું નથી. કોઇથી તેને ભય થતો નથી, કોઇપણ તેને ગાફલ જોતું નથી,તેના ચુસ્ત અને અડગ મનને કોઇપણ ડગાવી શકે તેમ નથી. જ્યાં જ્યાં તેને કર્તવ્ય આવી પડે ત્યાં ત્યાં તેનું ખરું દિલ આપોઆપ ખીલી નીકળે છે. તેનું મન દેહના વિકારોથી મુકત હોવાથી પોતાની ગુહ્ય અને શાન્ત શકિતદૈવત તે આવાજ સ્થળે બતાવી આપે છે. ઐહિક અથવા આધ્યાત્મિક એ બે માંથી ગમે તે કાર્યો તેણે ઉપાડયાં હોય તે કાર્યોમાં પોતાનું કર્તવ્ય એકત્ર બળથી અને સૂક્ષ્મ જ્ઞાનદષ્ટિથી તે કર્યો જાય છે.

શાન્તિ એટલે મનની સર્વ પ્રકારે એકરાગતા, અથવા પરિપૂર્ણપણે સમતોલપણું; તેના એકએકથી તદ્દન વિરુદ્ધ અને દુઃખમય અંગો એકમેક સાથે હળી જઇ એક દિવ્ય શક્તિ, જેની સાથે મન એકતાર થઇ ગયેલું હોય તેની અંદર એકરસ થઇ જાય તેનું નામ શાન્તિ. એનો ભાવાર્થ એવો છે કે, જતા રહેલા વિકારોનું પાણી ઉતરી જઇ તે વશ થયા હોય છે, બુદ્ધિ નિર્મળ થઇ હોય છે, અને મનોરથો ઇશ્વરેચ્છામાં ભળી ગયા હોય છે; જેથી સાંકડા ને સ્વાર્થી

વિચારોમાં તે વધારે વખત નહિ રહેતાં પરમાર્થ માટે કાળજી રાખતું થયું હોય છે.

રાત અને દહાડો બધો વખત મનુષ્ય શાન્ત હોવા સિવાય તે પૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરી શકતો નથી. જ્યાં સુધી ક્ષણિક વસ્તુઓમાં તેનું મન લલચાય છે ત્યાં સુધી તેની સમજ પાકી થયેલી હોતી નથી; તેનું હૃદય તદ્દન નિર્મળ થયેલું હોતું નથી. મનુષ્ય જ્યાં સુધી પોતાની જાત માટે વધારે સારો ને ઉચ્ચ વિચાર ધરાવે છે, અને તેને છેતરે છે ત્યાં સુધી, જિંદગીનાં કાર્ય પાર પાડવામાં તે આગળ વધી શકતો નથી. તેનાં પાપ, દુઃખ અને ઉદ્‌વેગ તેણે પોતે જ ઉભાં કરેલાં છે અને તે તેની અજ્ઞાન સ્થિતિનાં પરિણામ છે, એમ તેણે ખાતરીથી સમજવું જોઇએ. તેનાં દુઃખોનું મૂળ બીજાના પાપોમાં નહિ, પરંતુ તેના પોતાના જ પાપમાં રહેલું હોય છે. ધનલોભી મનુષ્ય પૈસા માટે જેવો યત્ન કરે છે તેવો યત્ન તેણે શાન્તિ માટે કરવો જોઇએ. થોડી સિદ્ધિ પ્રાપ્ત થઇ એટલે તેણે સંતોષ માની બેસી રહેવું નહિ. આ પ્રમાણે કરવાથી તે સભ્યતા તથા વિવેકમાં અને ગૌરવ તથા શાન્તિમાં વૃદ્ધિ પ્રાપ્ત કરશે; અને ઝાકળનું મીઠું પાણી પુષ્પ પર પડી તેને જેમ તાજાં કરે છે તેમ તેનો જીવાત્મા પણ આનંદથી ખીલશે.

જ્યાં ચિત્તની સ્થિરતા છે ત્યાં જ ઉત્સાહ અને શાન્તિ છે, ત્યાંજ પ્રેમ અને વિવેક છે. જેણે સ્વાર્થ સામે અનંત ટક્કરો લઇ તેના ઉપર કાબુ મેળવ્યો છે, અને જેણે પોતાની અધમ વૃત્તિઓ સામે અંદરખાનેથી મહાન્ પ્રયાસ કરી છેવટ તેની ઉપર વિજય—અરે સામ્રાજ્ય મેળવ્યું છે, તેજ મનુષ્યના જીવનને ધન્ય છે.



## (૮)

# જ્ઞાનદૃષ્ટિ

સદાચાર પાળવા યત્ન કરી તે પ્રમાણે વર્તવાથી છેવટ એવો વખત આવે છે કે, મનુષ્યના હૃદયમાં રહેલી દિવ્ય જ્ઞાનદૃષ્ટિનો ઉદય થાય છે. દરેક વસ્તુ ઉત્પન્ન થવાનું કારણ શું છે, અને તેનાં મૂળતત્ત્વો શાં છે, તે જ્ઞાનદૃષ્ટિવાળા મનુષ્યથી સમજાય છે, અને એક વખત સમજાયાં એટલે તે મેળવનારનું મન સદ્‌ગુણમાં સજ્જડ ચોંટાડી દે છે, એટલું જ નહિ, પરંતુ તે ખોટા મોહમાં ફસાવા પામતો નથી. સંસારનાં કાર્યોમાં તે જ્યાં ને ત્યાં જય ને જય જ મેળવે છે.

જુદા જુદા માણસોની જુદી જુદી વર્તણુકો ઉપરથી તેમનાં કાર્ય અને તે ઉપરથી ક્રમાનુસાર આવતાં તેનાં પરિણામ સૂક્ષ્મ દૃષ્ટિએ લક્ષમાં લેવામાં આવે તો જરૂર જોનાર મનુષ્ય આસુરી વૃત્તિનો ત્યાગ કરી સદ્‌ગુણી–સાત્ત્વિક વૃત્તિનો થવાના નિશ્ચય ઉપર આવ્યા વગર રહે નહિ; સદાચારનો વિકાસ થવાથી તેનામાં સમજશક્તિ પ્રકટ થાય છે. આથી આસુરી વૃત્તિનો ત્યાગ કરી મનુષ્ય નીતિ વિરુદ્ધનાં કાર્ય કરતો બંધ પડે છે.

ગમે તેવો સદ્‌ગુણ કોઇ ચોકસ વખતે કોઇ મનુષ્ય દર્શાવે, તોપણ જે વાસ્તવિક નિયમ મનુષ્યજાતિના જીવનમાં કાર્ય કરે છે, તે ઝીણી નજરે–બારીક રીતે સમજવામાં ના આવે ત્યાં સુધી, તેના ચારિત્ર્ય વિષે પાકી વિભૂતિ મળ્યાનું, તેણે નીતિ રૂપી બખ્તર પહેર્યાનું, અને તેના અવસાન પછી

જે શાન્તિનું સ્થાન મળવું જોઇએ તેમાં દાખલ થવામાં તેને હરકત નહિ થવાનું, ખાતરીપૂર્વક કહેવાય નહિ. જ્ઞાનદષ્ટિથી સદ્‌ગુણ અને દુર્ગુણનો ભેદ સમજવામાં આવે છે, તેથી તેવી જ્ઞાનદષ્ટિવાળો મનુષ્ય સારાં તેમજ માઠાં કાર્યોના પરિણામ ઉપર લક્ષ રાખે છે, તેવી જ્ઞાનદષ્ટિ નહિ ખુલવાથી જે મનુષ્યે પોતાની ખામીઓ સુધારી ના હોય તથા પોતાનાં ખોટાં કાર્યોને લીધે જેનું અંતર્જ્ઞાન નિર્મળ થયું ના હોય, તેવો મનુષ્ય ખોટા મોહના પ્રસંગે ફસાઇ પડે છે. આ પ્રમાણે જ્યારે તે ફસાઇ પડે છે ત્યારે જે કારણને લીધે તે ફસાઇ પડયો હોય, તે કારણ તેના પોતાના અંતરમાં હોવાનું તેને સમજાય છે એટલે તેને દૂર કરવા તે આરંભ કરે છે અને તેથી પછી તેના સદ્‌ગુણની ઉન્નતિ થતી જાય છે. જીવાત્માની અવસ્થાઓને અનુસરવાથી જે જ્ઞાનદષ્ટિ મનુષ્યને દેવ બનાવે છે, તે દષ્ટિ ખીલવવા તે યત્ન કરે છે.

પોતાની સ્વાભાવિક નેકીથી અને ખરા દિલથી નહિ પરંતુ મિત્રોની શરમની ખાતર તથા રીતરિવાજ અને સંજોગોની ખાતર અમુક પ્રસંગોમાં મનુષ્ય ઉપર દબાણ આવવાથી જે સદ્‌ગુણ સંબંધે તેને જરા પણ માહિતી હોતી નથી તે સદ્‌ગુણ પોતામાં હોવાનું કેટલાક મનુષ્ય દેખાડે છે, અને તે પ્રમાણે હોવાનું પોતે માને છે, પરંતુ જ્યારે બાહ્ય દબાણ દૂર કરવામાં આવે છે અને ખોટા મોહના પ્રસંગે ગુપ્ત રહેલા દુર્ગુણ અને દુરાચાર આપોઆપ ખુલ્લા થાય છે ત્યારે જ આવા સદ્‌ગુણની ખામી હોવા બદલ તેની આંખો ઉઘડી જાય છે.

આથી ઉલટું એવી પરિસ્થિતિમાં સામાન્ય ગુણવાળાં

મનુષ્યો જેવો જ ઉત્તમ સદ્‌ગુણી મનુષ્ય દેખાય છે. જોકે તેની આસપાસના લોકોને તેનો સદ્‌ગુણ માલમ પડતો નથી, તોપણ જ્યારે કોઇ ભારે લાલચ અથવા વિચિત્ર બનાવના સંસર્ગમાં તે એકાએક આવે છે ત્યારે, તેનામાં ગુપ્ત રહેલો સદ્‌ગુણ તેના સૌંદર્યમાં તથા તેના પૂર્ણ જોસમાં દીપી નિકળે છે.

જ્ઞાનદૃષ્ટિ ખુલ્લવાથી દુષ્ટ વાસના જતી રહે છે અને ધર્મરાજાનું નિષ્કલંક કાર્ય દૃષ્ટિગોચર થાય છે. પૂર્ણ જ્ઞાન-દૃષ્ટિવાળો મનુષ્ય સદ્‌ગુણ અને દુર્ગુણના ભેદને બરોબર સમ-જતો હોવાથી પાપ કરે જ નહિ, અને તેથી જ સદ્‌ગુણ અને દુર્ગુણનાં કારણ તથા પરિણામના ભેદમાં જે સમજે છે તે, દુર્ગુણ પસંદ કરી સદ્‌ગુણને ખસતો કરે, એ અશક્ય છે. જેમ સમજુ માણસ ખોરાક મુકી દઇ ધૂળ ખાતો નથી, તેમ મુમુક્ષુ સદ્‌ગુણ બાજુ પર મુકી દુર્ગુણ આચરતો નથી. પાપવૃત્તિ થવી એ ખોટા મોહ—અજ્ઞાનનું લક્ષણ છે; તેની આધ્યાત્મિક દૃષ્ટિ ભ્રષ્ટ થએલી છે અથવા ખીલી નથી, તેથી સદ્‌ગુણ તથા દુર્ગુણના ભેદ સંબંધે તેના મનમાં ગડમથલ થયા કરે છે.

કામ, ક્રોધ અને લોભ વગેરે વિકારોને અંકુશ નીચે રાખવા એ મહા મુશ્કેલીનું કામ છે. તે વિકારોને અંકુશ નીચે લાવતાં શરૂઆતમાં તેઓ અજિત જેવા લાગે છે. પરંતુ જે મનુષ્યની જ્ઞાનદૃષ્ટિ ખુલ્લી થઇ ગઇ હોય છે તેને વસ્તુસ્થિતિ તદ્દન બદલાઇ ગયેલી લાગે છે; કારણ તેને તે વિકારો તેમના ખરા રૂપમાં એટલે બટકા, કાળા, બાયલા અને ગોળ આમળા જેવા દેખાય છે. તે વિકારોનું મૂળ બુદ્ધિ-

યુક્ત શક્તિ નહિ પરંતુ અજ્ઞાન હોવાનું તથા બધાં પાપ અને દુઃખો તેમાંથી ઉદ્‌ભવતાં હોવાનું છે, એ જ્ઞાનદષ્ટિવાળો મનુષ્ય સમજે છે. આ પ્રમાણે સદ્‌ગુણનો અભાવ તે જ દુર્ગુણ હોવાનું સમજવાથી તે દુર્ગુણી મનુષ્યને ધિક્કારતો નથી, પરંતુ પાપી તથા દુઃખી તમામ પ્રાણી પ્રત્યે દયાભાવ દેખાડે છે.

ખરેખર જેણે પોતાના હૃદયમાં દુર્ગુણનાં મૂળ તથા પ્રકાર સમજી તેના ઉપર એવો કાબુ મેળવ્યો છે કે બીજો મનુષ્ય સદાચારથી ગમે તેટલો દૂરનો દૂર રહેતો હોય તો પણ તેનો દ્વેષ તિરસ્કાર અથવા ધિક્કાર નહિ કરતાં તેનું વર્તન ભ્રષ્ટ થવાનું બરોબર લક્ષમાં લઇ આધ્યાત્મિક સ્થિતિની જે ખરાબ બાજુમાંથી આવું ભ્રષ્ટપણું ઉદ્‌ભવ્યું હોય, તે ખરાબ બાજુને વિચારમાં લે છે અને તેથી જ્ઞાનદૃષ્ટિ વગરનો મનુષ્ય જ્યાં દ્વેષ અને ધિક્કાર દર્શાવે છે, ત્યાં તે દયા ખાઇ મદદ કરે છે; કારણ જ્ઞાનદષ્ટિવાળો મનુષ્ય હમેશ પ્રેમી, જ્ઞાની અને દયાળુ હોય છે.

મનને કેળવવાથી અને સદ્‌ગુણને ઘણો વખત આચરવાથી જ્ઞાનદષ્ટિ ઉદ્‌ભવે છે; તેથી મનુષ્યમાં પ્રૌઢતા આવે છે. આવા મનુષ્યમાં અચળ ચુસ્તપણું, મધુરવાણી, નિર્મળ બુદ્ધિ, ઉત્તમ સંકલ્પ,અને કોમળ હૃદય–કે જેવા ગુણો જ્ઞાની, નમ્ર, સર્વગુણસંપન્ન મનુષ્યમાં હોય અને જેનામાં પ્રેમ, કરુણા, નિખાલસપણું અને વિવેક હોય તેવા–ગુણો હોય છે. આ પ્રમાણે 'સદાચારથી જ્ઞાનદષ્ટિ ખુલે છે' તેથી તે સદાચારને દઢ કરે છે. જે સત્રળું નિર્મળ અને ઉમદા હોય છે, તેના ઉપર પ્રેમ કરવા અને આચારમાં મુકવા મનને

ચોંટાડે છે, અને તેની મુખમુદ્રા જોતાંજ તે દેવ જેવો હોવાની ખાતરી થાય છે.

જે મનુષ્યનો સદાચાર આજુબાજુની વસ્તુસ્થિતિના ફેરફારથી ફેરવાતો નથી, અથવા પોતાના સંબંધવાળા મનુષ્યોના બદલાતા વલણ સાથે બદલાતો નથી તે મનુષ્ય દેવોના રાજા પરમેશ્વરને પહોંચ્યો કહેવાય છે. તેણે પરમાત્માને ઓળખ્યા છે. પાપ જે નુકસાન કરે છે તે સાથે તેને હવે સંબંધ રહ્યો નથી; તે તો પુણ્યને જ ઓળખે છે અને તેથી પાપને પત નહિ કરતાં પુણ્યનાં કાર્ય કરે છે. પુણ્ય સંબંધી ભૂલભરેલા વિચારથી મનુષ્યો પાપ કરે છે એમ તે સમજતો હોવાથી તેના શાન્ત હૃદયમાં દ્વેષભાવ કિંચિત્ પણ દાખલ થવા પામતો નથી.

સદાચાર એ દુનિયામાં અત્યંત પ્રભાવશાળી વસ્તુ હોવાથો અને આવો મનુષ્ય, મનુષ્યજાતિની વચમાં રહી દિવ્ય જીવન ગાળી તેમનાં મન ઉન્મુખ કરી તે જાતિને અગણિત લાભ આપ્યાનું—જો કે તેની હયાતીમાં જોવા તથા સમજવામાં ના આવે તો પણ તે આપતો જાય છે, એ વાતથી તેનું જીવન ભલેને ખૂણે પડેલું હોય તો પણ તે દૈવી અંશવાળું છે. સદાચાર એવા પ્રભાવવાળો છે કે બધી દુનિયાનું ભાવી સદાચારી મનુષ્યોના હાથમાં હતું, છે અને હવે પછી પણ રહેશે. સદાચારી મનુષ્યો, મનુષ્યજાતિના નેતા અને મુકિત મેળવી આપનાર છે. તેઓ મનુષ્યજાતિને હાલના તેના વિકાસના પ્રસંગે કાંઇ ગુપ્ત અથવા ચમત્કારિક રીતે નહિ, પરંતુ ધડો લેવા લાયક પોતાના જીવનથી, પોતાના દિગ્વિજયથી ઉન્નતિક્રમને માર્ગે ઝડપથી લઇ જાય

છે. જે સદાચારી મનુષ્યો જગતને મદદ કરે છે, તેમને જો કે અજ્ઞાન મનુષ્યો વિભૂતિ-અવતાર ગણી લેવાનો યત્ન કરે છે તોપણ તેઓ તેવા નથી, પરંતુ પરમાત્માની આજ્ઞાને અનુસરનારા અને નીતિના માર્ગે કાર્ય કરનારા છે.

જેમ પ્રકાશનો અભાવ તે અંધકાર છે અને અંધકારમાં નહિ પરંતુ પ્રકાશમાં જ જીવનદોરીની શકિત છે, તેજ પ્રમાણે સદ્ગુણનો અભાવ એ જ દુર્ગુણ છે તેથી દુનિયા દુર્ગુણની સત્તા નીચે કદી પડી રહી નથી, હાલ છે પણ નહિ અને હવે પછી પડી રહેશે પણ નહિ; કારણ કે એવી સ્થિતિ હોય તો તે શૂન્ય કહેવાય, અને સૃષ્ઠિ ચાલી શકે નહિ. દુનિયામાં દુર્ગુણ છેક નબળી વસ્તુ છે, અને તેથી તે કંઇ પણ કાર્ય કરી શકે નહિ. દુનિયા સદાચાર તરફ વળે છે એટલું જ નહિ, પરંતુ તે સદાચારી છે જ, અને તેથી દુર્ગુણ હરવખત પાછો પડી નાશ પામે છે.

આત્માની જ્યોત, જે જ્યોતથી બધી વસ્તુઓનું જ્ઞાન મળે છે, તે જ્યોતના સંસર્ગમાં આવવું તે જ્ઞાનદષ્ઠિ છે. સૂર્યનો પ્રકાશ દુનિયાની બધી ચીજોને તેમના વાસ્તવિક રૂપોમાં ખુલ્લી કરે છે, તેવી જ રીતે આત્માની જ્યોત જ્યારે લક્ષમાં આવે છે ત્યારે પ્રાણુની બધી વસ્તુઓ-પંચભૂતો-જેનો આ દેહ બનેલો છે તેનું પણ જ્ઞાન થાય છે. આત્માની મદદથી જે પોતાના હૃદયને જુએ છે, તે બધાનાં હૃદય જોઇ શકે છે. જે નિયમ માણુસના મગજમાં કાર્ય કરે છે તે નિયમની લાંબો વખત ખોળ કરી જેણે સૂક્ષ્મ નજરે તપાસ્યો છે તે બધી સૃષ્ટિ એક આત્માની બનેલી હોવાનું સમજ્યો છે.

જ્ઞાનદષ્ટિથી દોષ દૂર થાય છે, વહેમનો અંત આવે છે.

પાપ કરવું એજ દોષ છે. મનુષ્યો એક બીજાના ધર્મોની વિરુદ્ધ બોલી અજ્ઞાનમાં કુટાયા કરે છે. તેઓ જો પોતાની જાતને પાપ કરવાથી દૂર રાખે તો તેમનામાં જ્ઞાન આવે. વહેમ પાપમાંથી ઉદ્‌ભવે છે. દોષદષ્ટિથી જોવા જતાં મનુષ્યોની નજરે દોષો માલુમ પડે છે પરંતુ તે અજ્ઞાનની ભ્રાંતિ માત્ર છે. પોતાના હૃદયમાં અનીતિની બાબતો પર વિચાર કરતાં તેમની કલ્પનામાં રાક્ષસો અને ભયંકર દેખાવો ખરી રીતે જેની હયાતી નથી તે, તેમને તળે ઉપર કરે છે. નિર્મળ જ્ઞાનદષ્ટિવાળાને મન ભય નથી, અને જ્ઞાનદષ્ટિ પ્રાપ્ત થયા પહેલાં ભયંકર સ્વપ્નમાં દૈત્યો, અસુરો, ક્રોધી અને અદેખા દેવો, પિશાચો અને દુષ્ટ ભૂતો તથા મનઃકલ્પિત રાક્ષસોનું ભયંકર લશ્કર દેખાતું હતું તે સર્વ નાશ પામી તેને બદલે તે નિર્મળ મનુષ્યની અતિ આનંદવાળી દષ્ટિ સામે સુંદર વ્યવસ્થાવાળું તથા અભંગ નિયમવાળું બ્રહ્માંડ ખડું થાય છે.

ઉત્તમ નીતિવાળા મનુષ્યને સ્વપ્નવત્ દર્શનનો જે લાભ મળે છે તેવો લાભ જ્ઞાનદષ્ટિવાળા મનુષ્યને ફક્ત ક્ષણિક નહિ પરંતુ ઋષિઓની માફક કાયમનો મળે છે. તેણે પોતાના સ્વાર્થ સાથે દુઃખની મુસાફરી કરી હોય છે અને તે શાંતિમાં રહે છે. તેણે સિદ્ધિ પ્રાપ્ત કરી હોય છે તેથી તે આનંદમાં રહે છે. દુનિયામાંનાં પાપ, દુઃખ અને દુર્દશાનું જ્ઞાન તેને બીજા મનુષ્યોના કરતાં વધારે સરળતાથી પણ સંપૂર્ણ થયેલું હોય છે. પ્રથમ જ્યારે તેમાં અંધ રીતે ઘેરાઈ ગયો હતો અને તેનું મગજ મલિન વાસનાઓથી બગડી ગયું હતું ત્યારે જેવી રીતે તેને દેખાતું હતું તેવી રીતે નહિ પરંતુ હવે તેનાં કારણ, સ્ફુરણ, વૃદ્ધિ અને ફળ પ્રાપ્તિના રૂપમાં હોય તે માફક તે જુએ છે. માતા પોતાના બાળકની બચ-

પણુની નિરાધાર સ્થિતિમાં તેની વૃદ્ધિ ઉપર જેવી રીતે સંભાળ રાખે છે તેવી રીતે મનુષ્યોની વૃદ્ધિ સંબંધે વિકૃતિ અને દુઃખની મુદ્દત દરમિયાન ઘણી કરુણા અને કાળજી રાખી અજ્ઞાન દશામાંથી જ્ઞાનદશામાં આવતાં સુધી તે તેની સંભાળ રાખે છે.

એવો મનુષ્ય બધી વસ્તુઓમાં ન્યાયે પ્રવર્તતો જાય છે. મનુષ્યો જ્યારે અધર્મ—અન્યાયમાં ફાવી ગયાનું સમજી ગુસ્સે થાય છે ત્યારે તે અધર્મ ફાવી ગયેલો નહિ સમજતાં તે પાયમાલ સ્થિતિમાં જતો હોવાનું લેખે છે. જે સર્વોપરિ ન્યાય, સંસારી દષ્ટિવાળાથી અદૃષ્ય છતાં જરાએ ચલિત થતો નથી, તે તેની નજરે પડે છે. દીર્ઘદષ્ટિ પહોંચાડનારો, અજિત શક્તિવાળો અને ગૌરવવાળો સદાચારી મનુષ્ય દુર્ગુણુને મૂર્ખાઇથી અંધ થયેલો, નિર્બળ અને નજીવો હોવાનું લેખે છે. આ પ્રમાણે જાણવા તથા સમજવાથી તેનું મન સદાચારમાં દૃઢ થાય છે. તે પરમ તત્ત્વનો સેવક બને છે અને નીતિમાર્ગે કાર્ય કરવામાં આનંદ લે છે.

હૃદયમાં જ્યારે જ્ઞાનદષ્ટિનો ઉદય થાય છે ત્યારે તેના સમક્ષ વિરાટ સ્વરૂપ—સૃષ્ટિથી ભિન્ન એવું આધ્યાત્મક સ્વરૂપ નહિ, ચૈતન્યનાં દ્રવ્યો સિવાય બીજું કાલ્પનિક સ્વરૂપ નહિ પરંતુ સમસ્ત સૃષ્ટિનું વિરાટ સ્વરૂપ, દ્રવ્યો અને બીજામાં હોવાનું વિરાટ સ્વરૂપ ખડું થાય છે. જ્ઞાનદષ્ટિવાળો મનુષ્ય રૂપાંતરમાં શાશ્વતપણું, અસ્થિરમાં સ્થિરપણું અને નાશવંત વસ્તુમાં અમરપણું જોતો હોવાથી તેના મગજમાંની વસ્તુઓનાં રૂપાંતર અને નાશના વિચાર દૂર થયા હોય છે.

સંતો, મહાત્માઓ અને મોટા જગત્ ગુરુઓ વિરાટ સ્વરૂપ જુએ છે, અને તેમાં જ રમી રહે છે. તેઓ જીવાત્માને તેની પૂર્ણ સ્થિતિમાં તેના ખરા સ્વરૂપમાં સમજે છે. તેઓ મહાન્ નીતિ નિયમને સમજી તેને અધીન રહે છે. એમનાં એવાં ચરિત તેમનું સત્ય સ્વરૂપ અથવા ઐશ્વર્ય બતાવી આપે છે. દેહભાવ ઉપર કાબુ મેળવેલો હોવાથી સઘળી માયાનો તેમણે ત્યાગ કર્યો હોય છે. પાપને દૂર કરવાથી તેમને દુર્દશા આવતી નથી. જાતે નિર્મળ હોવાથી તેઓ સર્વ ગુણસંપન્ન સૃષ્ટિ સૌંદર્યને જુએ છે.

ગમે તેટલી ગેરસમજુતી, અપમાન અને પાયમાલી બીજા તરફથી થાય તેને નહિ ગણકારતાં જે નીતિવાળું, નિર્મળ અને સદ્‌ગુણવાળું હોય તેને પસંદ કરી જે મનુષ્ય તેને વળગી રહે છે તે આખરે જ્ઞાનદષ્ટિવાળો થાય છે, જેથી એક આત્માની બનેલી દુનિયાં તેની દષ્ટિએ પડે છે. આથી તેનાં દુ;ખદાયક દેહદમનનો અંત આવે છે. આસુરીવૃત્તિઓના કાબુ હેઠળ તે હવે રહેતો નથી; આથી કરીને તેને દુર્દશા આવતી નથી. તેનામાં શુદ્ધ વિચાર અને પૂર્ણ આનંદ પ્રવર્તી રહે છે. સૃષ્ટિના સદાચારનો વિજય થવામાં ફરીને આનંદ થાય છે. આવા શુદ્ધચરિત અને આત્મનિષ્ઠ પુરુષ—જ્ઞાનીને લોકો જગત્ ગુરુ તરીકે આવકાર આપે છે.



૯

# જીવ તેજ શિવ–બ્રહ્મ

## "જોહી સખ્સ, સોહી ખુદાબખ્સ"

દેહભાવ ઉપર કાબુ મેળવવાથી જ્ઞાનનું ખરું રહસ્ય સમજાય છે, જેને હું માનુષી–સામાન્ય જ્ઞાનથી જુદું પાડી દૈવી જ્ઞાન કહું છું. માનુષી જ્ઞાનવાળો મનુષ્ય એક તરફથી દેહના લાભ તથા સુખ માટે ફાંફાં મારે છે, ત્યારે બીજી તરફથી તે આધિ અને ઉપાધિમાં ગરક થાય છે. આથી ઉલટું દૈવી જ્ઞાનવાળો મનુષ્ય પોતાના શરીરની સંભાળ, રક્ષણ અને સુખભોગ માટે નહિ, પરંતુ માનવજાતિ તથા આખા જગત માટે, નિરંતર રહેનારી સત્ય વસ્તુઓ માટે, નીતિ માટે, વિવેક માટે અને ખરા ધર્મ માટે કાળજી રાખે છે. આથી શરીરના સુખભોગનો નાશ થાય છે એવું કંઇ નથી, પરંતુ તેને માટે વલખાં મારી તે મેળવવા પાછળ ભમતો નથી, તેને પ્રથમપદ આપતો નથી. તે સુખભોગ નિર્મળ થઇ વાસ્તવિક વિચાર અને કાર્યના પરિણામ રૂપે આવી મળે છે, પરંતુ તે તેનું અંતિમ ધ્યેય નથી. દૈવીજ્ઞાનવાળો મનુષ્ય પાપ અને દુર્દશાથી નિર્લેપ રહે છે. તેનામાંથી પાપબુદ્ધિનો નાશ થતો હોય છે, અને જીવનનો ખરો ક્રમ પાળવાનું તે સમજતો જતો હોવાથી તથા જીવ ફીટી શિવ થવું, એવો તેનો આશય હોવાથી દુઃખ માટે કાંઇ કારણ તેને રહેતું નથી. જીસસે આ જ્ઞાની દશાને "સ્વર્ગીય ભૂમિકા" એવું નામ આપ્યું છે અને બુદ્ધદેવ તેને "નિર્વાણ" કહે છે.

મનુષ્યનું સામાન્ય જ્ઞાન એ સ્વાર્થી જ્ઞાન છે. તે જ્ઞાનથી મનુષ્યજીવ દેહસ્વાર્થને બીજા કરતાં પ્રથમપદ આપે છે. દેહ માટે સતત ચિંતા અને ભય રખાય છે; વખતે તે મરી જાય તો મહાન્ દુઃખદાયક આપત્તિ આવી પડે અને નિરંતર ટકી રહે તો સૃષ્ટિમાં તેના જેવી અત્યંત ઉપયોગી વસ્તુ નથી, એમ માનવામાં આવે છે.

દૈવીજ્ઞાનવાળા મનુષ્યના હૃદયમાંથી આ બધું નાશ પામ્યું હોય છે. ભય અને ચિંતા રાખવા અથવા ન રાખવાથી દેહને સુખ અથવા દુઃખ પ્રાપ્ત થાય તે માટે નહિ, તેમજ દેહને ઐહિક અથવા આમુષ્મિક સુખ મળવાની ઇચ્છાથી નહિ, પરંતુ તેને દેહ સંબંધી ભય અને ચિંતા હોતાં જ નથી, કેમકે તે બધી વસ્તુઓને તેમના ખરા સ્વરૂપમાં લક્ષમાં લઇ સમજે છે તેથી તેને દેહ અદશ્ય થાય છે.

સ્વાર્થભાવવાળો મનુષ્ય વાસનાને અધીન હોય છે; દૈવીજ્ઞાનવાળો મનુષ્ય વાસના ઉપર કાબુ રાખે છે. પહેલો મનુષ્ય મનને ગમતું યા ન ગમતું, એ બાબત વિચાર કરે છે; બીજો મનુષ્ય સુખ અથવા દુઃખ સંબંધે વિચાર નહિ કરતાં નીતિ નિયમ પ્રમાણે કાર્ય કરે છે.

મનુષ્યજાતિ જીવ ભાવનાથી સ્વાર્થી જ્ઞાનમાંથી નિકળી બ્રહ્મજ્ઞાન તરફ પસાર થતી જણાય છે. બીજી રીતે કહીએ તો જીવ ભાવ જે પાપ અને શરમ ભરેલાં કાર્યો કરાવે છે, તેની ગુલામીમાંથી નિકળી પરમાત્માનો મુક્ત પ્રદેશ જે નિષ્પાપ અને ઐશ્વર્યથી ભરપુર છે તે તરફ પસાર થતી જતી જણાય છે. મનુષ્યજાતિના મહાન્ ગુરુઓને તથા મોક્ષ આપનારાઓને તે પ્રદેશ મળી ચૂકેલો હોય છે. પૂર્વ જન્મમાં

તેઓ દેહદર્શી, સ્વાર્થ ભાવના જ્ઞાનવાળા સઘળા શરીરોમાંથી પસાર થઇ હાલ ચાલુ જન્મમાં દેહ ઉપર કાબુ મેળવવાથી, સ્વાર્થ દૂર કરવાથી દૈવી જ્ઞાનવાળા થયા હોય છે. તેઓ આ પૃથ્વી પરના પ્રગટીકરણના શિખરે પહોંચ્યા હોય છે, તેથી દેહદર્શી રૂપમાં ફરી જન્મ લેવાની તેમને જરૂર રહી હોતી નથી. તેમણે પ્રાણ ઉપર પૂર્ણ કાબુ મેળવ્યો હોય છે. તેમણે પોતાના મનને વશ કરેલું હોવાથી વેદાન્ત જ્ઞાન મેળવ્યું હોય છે. મનુષ્યજાતિના નિયમિત દેહદર્શી જ્ઞાનથી જે વિવેક અને જ્ઞાન જુદાં છે અને જેમાં ગહન રહસ્ય સમાયેલું છે, તથા તે હોવાનું લેખવામાં આવે છે તેવો વિવેક તેઓ બતાવતા હોવાથી તેમાંના કેટલાક ઇશ્વર તરીકે પૂજાય છે. આ દૈવીજ્ઞાનમાં કંઇ પણ ગૂઢ ભેદ નથી, પરંતુ એથી ઉલટું છે. એટલે જ્યારે સ્વાર્થની ધાલમેલો બંધ પડે છે ત્યારે કાચ જેવું નિર્મળ, તેજોમય જ્ઞાન ઉત્પન્ન થઇ જીવભાવ વિરામ પામે છે તે, તે છે.

મહાન્ ગુરુઓની સતત નમ્રતા, આહ્લાદ આપતો વિવેક અને પૂર્ણ શાંતિ, આ જે ગુણો દેહભાવવાળા મનુષ્યોને દેવતાઇ લાગે છે, તે ગુણો જ્યારે મન ઉપર દૈવી જ્ઞાનનું પહેલું કિરણ ઉદય પામે છે ત્યારે સરલ અને સ્વાભાવિક દેખાય છે. દેહભાવવાળો મનુષ્ય જ્યાં સુધી ઉત્તમ પ્રકારની નીતિ મેળવે નહિ, ત્યાં સુધી તેને એવું દૈવી જ્ઞાન થાય નહિ.

જે વિકારોને મનુષ્યજાતિ વશવર્તી તેમની દોરવી દોરવાય છે તે વિકારોને જે મનુષ્ય પોતાના મનમાં જે પ્રમાણમાં વશ કરી તે ઉપર સત્તા ચલાવે, તે પ્રમાણમાં

તે દૈવી જ્ઞાનવાળો, ઉત્તમ, વિવેકી અને દૈવી નમ્રતા તથા પ્રભાવવાળો થાય છે. જે પોતાનો ગુરુ થાય છે તે જ દૈવી ગુરુ થાય છે. તત્ત્વજ્ઞાની મનુષ્યમાં અચળ અમીરાઇ, પરોપકારવૃત્તિ અને વિનય હોવાથી તે તેના સોબતીઓમાંથી ઝળકી નિકળે છે. તે તેના આત્મસંયમનાં ફળ છે; અને જે માનસિક વિકારોને દેહભાવવાળો મનુષ્ય સમજ્યા સિવાય અંધ રીતે વશવર્તે છે, તે વિકારો ઉપર તે તત્ત્વજ્ઞાનીએ કાબુ મેળવવા પોતાના મન ઉપર લાંબો કાળ અંકુશ રાખ્યો તેનું પરિણામ હોય છે.

દેહભાવવાળો મનુષ્ય માયામાં લપટાયેલો જીવ છે. તે પોતાની ભાવનાને વશવર્તે છે અને માયામાં તથા જે શોક તથા દુઃખ માયાને વળગી રહેવાથી તેમના ઉપર આવી પડે છે તે શોક તથા દુઃખમાં તે પડયો રહે છે, તેને પાપ અને દુઃખનું ભાન થાય છે; પરંતુ તે સ્થિતિમાંથી બહાર નિકળવાનો રસ્તો તેને સુઝતો નથી, તેથી મુક્તિ મેળવવા માટે પ્રયત્ન કરવાને બદલે ધર્મ સંબંધે કાલ્પનિક સિદ્ધાંતો તે શોધી કાઢે છે. એ સિદ્ધાન્તો ભ્રાન્તિમય આશા ઉત્પન્ન કરી થોડા વખત માટે શાન્તિ આપે છે, એટલે પાપના પંજામાં સહેલાઇથી ફસાય છે અને જાણી જોઇને દુઃખ વહોરી લે છે.

દૈવી જ્ઞાનવાળો મનુષ્ય એ માયાથી મુક્ત થયેલો જીવ ગુરુ—અર્થાત્ શિવ છે. તે દેહને નહિ પરંતુ આત્માને વશવર્તે છે. તે પોતાની ભાવના ઉપર કાબુ રાખી તેને દોરવે છે. દૈવી શક્તિમાં પાપ અને દુઃખ દૂર કરવાનું પ્રબળ જોર હોવાનું તે જાણે છે. પોતાના દેહભાવ ઉપર કાબુ મેળવી તે સ્થિતિમાંથી બહાર નિકળવાનો રસ્તો હોવાનું તે સમજે

છે. પોતાને મદદ કરવા ધાર્મિક સિદ્ધાન્તોની જરૂર લાગતી નથી, જેથી વાસ્તવિક કાર્ય કરવા યત્ન કરી મોક્ષ મળવાના અને વૃદ્ધિ પામતી ભકિત તથા દૈવી શકિતના આશયથી ખુશી થાય છે. જ્યારે તે પૂર્ણ કાબુ મેળવી રહે છે ત્યારે જે ભાવના આત્મા સાથે એકરાગ થાય છે, તે સિવાય બીજી ભાવના તેને થતી નથી. તે જ વખતે તેણે દુષ્ટ ભાવના ઉપર વિજય મેળવ્યો કહેવાય છે અને તેથી તેના પર દુઃખ આવતું નથી.

મનુષ્યમાં અહંકાર હોવો એ મહાન્ દુર્ગુણ છે. તે દુર્ગુણને જે મનુષ્યે વશ કરી, તે ઉપર કાબુ મેળવી દૂર કર્યો છે તે જ મનુષ્ય જ્ઞાની, વિવેકી અને સદોદિત શાન્ત છે. તેના ઉપર દુર્દશા રૂપી તોફાનો આવતાં નથી. જે ચિંતા અને ઉપાધિઓ મનુષ્યોને શિથિલ બનાવી દે છે તે ચિંતા અને ઉપાધિઓ તેને નડતાં નથી. તેથી તેના ઉપર કોઇપણ દુઃખ આવી પડતું નથી. દૈવી સદાચાર વૃત્તિ તેની ઢાલ હોવાથી કોઇ પણ દુશ્મન તેનો પરાભવ કરી શકતો નથી. કોઇપણ વેરી તેને ઇજા કરી શકતો નથી. તે માયાળુ અને શાંત હોવાથી કોઈ પણ મનુષ્ય હાકેમ અથવા સ્થળ તેની નિવૃત્તિમાં કમીપણું લાવી શકતું નથી.

મનુષ્યને પોતાની જાત સિવાય બીજો કોઇ દુશ્મન નથી. અજ્ઞાન સિવાય બીજું પાપ નથી, અને જે દુઃખ પોતાની પ્રકૃતિના આસુરી વિકારોમાંથી ઉદ્ભવે છે તે સિવાય બીજું દુઃખ નથી.

પ્રીતિ અપ્રીતિમાં, ઇચ્છા અને ઉદ્વેગમાં, આશા અને નિરાશામાં પાપ અને દુર્દશામાં ઘેરાયલો મનુષ્ય, તે ખરો વિવેકી નથી. આવી સિદ્ધિ દેહભાવવાળા મનુષ્યમાં

જોવામાં આવે છે, અને તે મૂર્ખાઇ, નબળાઇ અને પરાધીનતાનાં લક્ષણો છે.

જે મનુષ્ય પોતાનાં સાંસારિક કાર્યોમાં હરવખત શાન્ત, હરવખત નમ્ર. હરવખત ધૈર્યવાળો છે, જે વસ્તુઓને તેમના ખરા સ્વરૂપમાં સમજે છે જેને ઇચ્છા નહિ તેમ શોક પણ નહિ, જેને આશા નથી તેમ ઉદ્વેગ પણ નથી, તે જ મનુષ્ય ખરેખરો વિવેકી છે. આ બધી બાબતો આત્મૈકય પામેલા દૈવીજ્ઞાનવાળા મનુષ્યો (મુનિઓ)-માં હોય છે અને તે બધાં જ્ઞાનનાં, ગૌરવનાં અને ગુરુ-પદનાં લક્ષણો છે.

જે મનુષ્ય પૈસાની, કીર્તિની અથવા સુખભોગની તૃષ્ણા રાખતો નથી, પોતાની પાસે જે હોય તેનો જ ઉપભોગ કરી આનંદમાં રહે છે અને જ્યારે તે તેની પાસેથી ખુંચવી લેવામાં આવે ત્યારે દિલગીર થતો નથી તે જ ખરેખરો વિવેકી છે.

જે મનુષ્ય પૈસાની, કીર્તિની અને સુખભોગની તૃષ્ણા રાખે છે, પોતાની પાસે જે કંઇ હોય તેથી અસંતુષ્ટ રહે છે, અને જ્યારે તે પણ તેની પાસેથી ખુંચવી લેવામાં આવે છે ત્યારે દિલગીર થાય છે તે ખરેખરો મૂર્ખ છે.

જીવાત્મા વિજય મેળવવા પાત્ર છે, પરંતુ મુલક ઉપર મેળવેલો વિજય તેને લાભ આપતો નથી. તેણે તો પોતાના મન ઉપર વિજય મેળવવા યત્ન કરવો જોઇએ. મુલક ઉપર વિજય મેળવ્યાથી આલોકના રાજા થવાય છે, પરંતુ

મન પર વિજય મેળવ્યાથી તો અવિનાશી પદ પ્રાપ્ત થાય છે–જીવ રીટી શિવ થવાય છે.

જીવાત્મા અધિકાર ભોગવવા સરજાયેલો છે. તે અધિકાર પોતાના જાતિભાઇઓ ઉપર બળજોરીથી મેળવેલો નહિ પરન્તુ આત્મસંયમથી પોતાની પ્રકૃતિ ઉપર મેળવેલો હોવો જોઇએ. પોતાના જાતિભાઇઓ ઉપર બળજોરીથી મેળવેલો અધિકાર અહંભાવના શિરોમણિ બનાવે છે. પરંતુ આત્મસંયમથી પોતાના મન ઉપર મેળવેલા અધિકારથી વિનયના શિરોમણિ થવાય છે.

જે મનુષ્યે દૈવી સંપત્તિના ગુણોમાં આરુઢ થઇ આત્માની સેવા કરવા દેહસ્વાર્થની સેવા કાઢી નાખી છે તે સર્વ મનુષ્યજીવનો ગુરુ છે. તેનામાં પૂર્ણ માણુસાઇનાં લક્ષણો આવ્યાં હોય છે; એટલું જ નહિ પરંતુ તે દૈવી વિવેકનો શિરોમણિ થયો હોય છે; તેણે મનના ઉદ્વેગો અને પ્રાણના આવેશો દૂર કર્યા હોય છે. તે કોઇપણ સંજોગોને પત કરતો નથી, જુદે જુદે પ્રસંગે બનતા બનાવો તેને નાચ નચાવે તે પ્રમાણે નહિ નાચતાં પોતે એક શાન્ત પ્રેક્ષક તરીકે રહે છે. હવે તે પાપી, રોદણાં રડતો, શિવ શિવ કહી પશ્ચાતાપ કરતો પામર જીવ નહિ પરંતુ નિર્મળ, આનંદી, બહાદુર, જન્મમરણને જીતનાર, અમર અમૃત થયો હોય છે. તે આનંદમય અને શાન્ત વિચારથી વસ્તુઓના પ્રયાણમાર્ગને નિહાળે છે. તે જન્મમરણનો સ્વામી, પરમપદ મેળવનાર જીવનો શિવ થયો હોય છે.

બેત

આદમકુ ખુદા મત કહો, આદમ ખુદા નહીં;
લેકિન ખુદાકા તેજસેં, આદમ જુદા નહીં.



૧૦

# જ્ઞાન અને મોક્ષ

જન્મ્યાનું સાર્થક્ય કરવા માટે શ્રદ્ધા એ પહેલું પગથિયું છે: તોપણ તેની પૂર્ણાહૂતિ જ્ઞાન વગર થતી નથી. શ્રદ્ધાથી માર્ગ ખુલ્લો થાય છે, પરંતુ જ્ઞાન છે તે તો અંતિમ ધ્યેયે પહોંચવાનું સાધન છે.

શ્રદ્ધાળુને ઘણાં દુઃખ ખમવાં પડે છે. જ્ઞાની તેની પાર ગયો હોય છે. શ્રદ્ધાળુ માણસ સામો નહિ થતાં દુઃખ ખમે છે. જ્ઞાની મનુષ્ય બધા ઉપર પ્રેમ રાખે છે. શ્રદ્ધાવાળો મનુષ્ય અજ્ઞાનપણામાં કાર્ય કર્યો જાય છે, પણ આકીન રાખે છે. જ્ઞાની મનુષ્ય જ્ઞાનથી કાર્ય કરે છે અને સમજે છે,તેને શ્રદ્ધાથી પ્રયત્ન કરવા પ્રેરણા થાય છે અને જ્ઞાન તે પ્રયત્નને કાર્ય-સિદ્ધિના શિખરે પહોંચાડે છે. "શ્રદ્ધા એ ઇચ્છિત વસ્તુઓનું મૂર્તદ્રવ્ય છે, જ્ઞાન એ સઘળી વસ્તુઓનું મૂર્તદ્રવ્ય છે." શ્રદ્ધા એ મુમુક્ષુને ટેકારૂપ હાથલાકડી છે. જ્ઞાન તેના ચોરાસી લક્ષ ફેરાનું તથા આશ્રયનું સ્થાન છે. શ્રદ્ધા વગર જ્ઞાન મળી શકે નહિ, પરંતુ જ્ઞાન મળ્યું એટલે શ્રદ્ધાની જરૂર રહેતી નથી.

જ્ઞાનવિજ્ઞાની મનુષ્યનું જીવતર, જીવ્યું પ્રમાણ છે; જીવ્યું ધન્ય છે. જ્ઞાનવિજ્ઞાનનો અર્થ ચોપડીઓ વાંચતાં આવડયું એટલે બસ થયું એમ નથી; પરંતુ જીવાત્માને ઓળખવો એવો તેનો અર્થ છે. ઉપરચોટિયા વાતો મોઢે કરવી તે જ્ઞાન નથી, પરંતુ જીવાત્માનું ગહન રહસ્ય અને તેની ખરી

સ્થિતિ (જીવ તે કોણ, ક્યાંથી આવ્યો, ક્યાં જવાનો વગેરે) સમજી ધ્યાનમાં પૂરેપૂરી ઉતારવી તે છે. આવા જ્ઞાનવિજ્ઞાન સિવાય મનુષ્યને મોક્ષ મળતો નથી, (ચોરાસી લક્ષ ફેરાથી) તેના થાકેલા પગને વિશ્રાન્તિ મળતી નથી, તેના દુઃખી હૃદયને સદ્‌ગતિ નથી. વિવેકજ્ઞાન મેળવ્યા સિવાય મૂર્ખને કદી પણ મુક્તિ મળવાની નથી. પાપી મનુષ્યને પ્રાયશ્ચિત્ત કરી પાપ ટાળવા કર્મમાર્ગ આદર્યા સિવાય મુક્તિ નથી. જિંદગીની જંજાળ અને ઉપાધિમાંથી છુટવા માટે મનુષ્યને નિર્દોષ અને નિષ્કલંક જીવનના માર્ગો મેળવેલા દિવ્ય જ્ઞાન સિવાય બીજો રસ્તો નથી, એટલે કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગ એ બેઉ એક જ લક્ષ્યબિંદુએ લઇ જાય છે.

વિવેકજ્ઞાન મેળવી શકાય તેવું હોવાથી, મૂર્ખો માટે પણ મુક્તિ છે; નિષ્કલંક જીવન ગાળી શકાય તેવું હોવાથી પાપી માટે પણ મુક્તિ છે. નિષ્કલંક અને નિરભિમાની રસ્તેથી જ્ઞાનવિજ્ઞાનને દ્વારે જવાય છે. તેથી તે રસ્તેથી ગરીબ યા તવંગર, પંડિત યા મૂર્ખ, જે કોઈ એ પ્રમાણે જવા ઇચ્છા કરે, તે બધા મનુષ્યોને જિંદગીની જંજાળ અને ઉપાધિમાંથી છુટવા માટે મુક્તિ છે. આ કારણને લીધે જ એટલે બંધનમાં પડેલા માટે મુક્તિ અને હાર ખાધેલા માટે વિજય નિર્માણ થયેલા હોવાથી ઉચ્ચ ભૂમિકા માટે ખુશાલી વર્તાય છે અને જગત્ આનંદમાં રહે છે.

જ્ઞાનવિજ્ઞાની મનુષ્યે પોતાની જાત ઉપર કાબુ મેળવેલો હોવાથી પાપ ઉપર, દુરાચાર ઉપર, અને જિંદગીના સઘળા વિરોધીભાવો ઉપર તે કાબુ મેળવે છે. પાપ અને દુર્દશા રૂપી બગડેલાં જીર્ણ વસ્ત્રો તેણે પોતાના મનરૂપી શરીર

ઉપરથી ઉતારી નાખી તેને નીતિ તથા શાન્તિરૂપી વસ્ત્રોથી શ્રણગારી ઉચ્ચપદે બેસાડી સનાતન રૂપમાં લાવી દીધું હોય છે. દુર્દશારૂપી જૂની દુનિયામાં તે મરી પરવારી નવી દુનિયા કે જ્યાં નિખાલસ પ્રેમ અને નીતિ પ્રવર્તી રહ્યાં છે, જ્યાં દુરાચારનું નામનિશાન નથી, અને જ્યાં અવિનાશી લોકહિત (પુણ્યનાં) કાર્યો કરી અમર થવાય છે તેમાં તેણે નવું રૂપ ધારણ કર્યું હોય છે.

ચિંતા અને ભય, દુઃખ અને શોક, નિરાશા અને પસ્તાવો, લાચારી અને ખેદ, આ બાબતોનો પગ(પ્રવેશ) જ્ઞાનવિજ્ઞાની મનુષ્યોમાં હોતો નથી. આ વસ્તુઓ તો દેહભાવવાળી દુનિયાની અસાર [અંધકારમય] વસ્તીમાં રહે છે અને તેથી વિવેકજ્ઞાનરૂપી પ્રકાશમાં તેમની હસ્તી હોઇ શકે નહીં. જે મનુષ્યનું મન વિવેકજ્ઞાનરૂપી આભૂષણથી શણગારાયલું નથી, તેના જીવનમાં કાળાં કાર્યો તેની અજ્ઞાની [ મૂર્ખાઇ વાળી] બાજુની સ્થિતિ દર્શાવે છે. પદાર્થ પછવાડે જેમ પડછાયો તેમ દેહની પછવાડે અનીતિના વિષયો હોય છે. જ્યાં સ્વાર્થની તૃષ્ણા હોય છે ત્યાં તેઓ પાછળ પાછળ જાય છે; જ્યાં પાપ છે ત્યાં તેઓ હોય છે. દેહભાવમાં વિશ્રાન્તિસ્થાન નથી. દેહમાં જ્ઞાન નથી. જે મનુષ્યમાં તોફાની વિકારોની તથા દારુણ તૃષ્ણાની હોળી સળગેલી રહેતી હોય, તે મનુષ્યમાં વિવેકજ્ઞાન અને શાન્તિરૂપી ઠંડી લહેરોની આશા કેવી રીતે રાખી શકાય ?

નિર્ભયતા અને હિમ્મત, સુખ અને નિવૃત્તિ, સંતોષ અને તૃપ્તિ, આનંદ અને શાન્તિ, આ બધી કાયમની જાગીરો વિવેકજ્ઞાની મનુષ્યો નિષ્કલંક જીવન ગાળી આત્મ-

સંયમ કરી નીતિના ફળરૂપે મેળવે છે. જ્ઞાન એ ખરા જીવનનું દ્રવ્ય છે, અને જ્ઞાનનું ચૈતન્ય શાંતિ છે. જીવની સઘળી ઉપાધિઓમાં દેહ ઉપર પૂર્ણ કાબુ મેળવવો; એટલે રાત્રે ખરાબ સ્વપ્નમાં જે પ્રમાણે દેહ દેખાય છે તેવો તેને નહીં સમજતાં જીવનું ખરેખરું સ્વરૂપ કેવું છે તે સમજવું જોઇએ. આકસ્મિક સામાન્ય બનાવોમાં જીવને ઉદ્વેગ અને શોક થાય છે તેવી સ્થિતિમાં નહિ રહેતાં દરેક આવી પડતી ઉપાધિમાં તે શાન્તિમાં હોવો જોઇએ.

કાબેલ વિદ્યાર્થી ભૂલ ભરેલા કાર્ય અને પાઠો ખોડ ખામીવાળા કરવાથી જેવી રીતે વધુ વખત દુઃખી નહિ થતાં તેના શિક્ષકે પ્રથમ આપેલા દુઃખજનક ઠપકા અને શિક્ષા ફરીને સ્મરણપટ પર આવે નહિ એવો સુધારો કરી ભૂલી જાય છે તેવી રીતે સદ્વર્તન પૂર્ણ રીતે આચરનાર વિદ્યાર્થી, વિવેકજ્ઞાની, ધર્મનું કાર્ય કરનાર પુરુષ, પોતાનાં ભૂલ ભરેલાં અને મૂર્ખાઇવાળાં કાર્યોથી (જે કાર્યો જિંદગીના અધુરા રહેલા પાઠ જેવાં છે તેથી) વધુ વખત દુઃખી થતો નથી; અને દુર્દશા તથા શોકરૂપી સોટીઓનો માર તેના સ્મરણપટ પર ફરી આવવા પામતો નથી.

કાબેલ વિદ્યાર્થીને પોતાની હોંશિયારી માટે શંકા કે ભય હોતો નથી. તેણે પોતાની બુદ્ધિ ઉપરથી અજ્ઞાનરૂપી પડદો દૂર કરી વિખેરી નાંખ્યો હોય છે. તેણે જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય છે અને તે પોતાને મળ્યાનું સમજે છે. આ પ્રમાણે તેની સમજ થવાનું કારણ એ છે કે નિશ્ચયતા અને પરીક્ષાઓના રૂપમાં ઘણી બુદ્ધિવિષયક કસોટીઓમાંથી ફતેહમંદ રીતે પસાર થઇ તેણે પોતાની ચતુરાઈ બતાવી આપી હોય

છે; તેથી તેને હવે બીક રહી હોતી નથી, એટલું જ નહિ પરન્તુ જયારે તેની હોશિયારીની ખાતરી માટે વધુ કસોટીઓ કરવામાં આવે છે ત્યારે તે આનંદ માને છે; તે બુદ્ધિશાળી, નિડર અને આનંદી થયો હોય છે.

તે જ પ્રમાણે ધાર્મિક કાર્યો કરનાર કાબેલ મનુષ્ય પોતાના ભાવિ માટે શંકા કે ભય રાખતો નથી; તેણે પોતાના હૃદય ઉપરથી અજ્ઞાનરૂપી પડદો દૂર કરી વિખેરી નાખ્યો હોય છે: તેણે વિવેક પ્રાપ્ત કર્યો હોય છે, અને તે પોતાને પ્રાપ્ત થયાનું સમજે પણ છે. આ પ્રમાણે સમજવાનું કારણ એ છે કે, જયારે બીજા લોકોના ગેરવર્તનથી તેની કસોટી કરવામાં આવી ત્યારે તે વખતે તે નિષ્ફળ નીવડી ખોટો પડયો હતો તે હાલ દોષારોપ અને ઠપકાની સખ્ત કસોટી-માંથી ધૈર્ય અને શાન્તિ રાખી પસાર થઇ જાય છે.

સારાં અને ખરાબ બન્ને જાતનાં કાર્યોનો પ્રકાર સમજવાથી સારાં કાર્યો કરનાર હોશિયાર મનુષ્ય બીજા લોકોનાં ખરાબ કાર્યોને લીધે દુઃખ ભોગવતો નથી. એમાં જ દિવ્યજ્ઞાનનું માહાત્મ્ય (ગૌરવ) અને સિદ્ધિ રહેલાં છે. તેની તરફનાં તેમનાં વર્તનથી તેને દુઃખ તથા શોક થતાં નથી તેમજ તેની શાન્તિમાં ખલેલ પડતી નથી. તેણે સદાચારરુપી શસ્ત્ર ધારણ કરેલું હોવાથી દુર્ગુણી મનુષ્ય તેની ઉપર ફરકી શકે નહિ અથવા તેને નુકસાન કરી શકે નહિ. તે અપકારનો બદલો ઉપકારથી વાળે છે અને પરોપકારની દિવ્યશકિતથી પાપની દુષ્ટતાને હરણ કરી લે છે.

કોઇ મનુષ્ય ખરાબ કાર્યો કરવામાં મચ્યો રહી ધારે કે બીજા લોકોનાં ખરાબ કાર્યો મને નુકસાન કરશે; મને ભારે

પૂજા થાય તેવાં કાર્યો તેમણે યોજેલાં છે અને તેથી પોતાનાં ખરાબ કાર્યો (જે તરફ નજર નાખતો નથી તે) થી નહિ પરન્તુ બીજાનાં ખરાબ કાર્યોથી મને દુઃખ થયું છે અને શોકમાં ગરક થયો છું. આવો મનુષ્ય અજ્ઞાનમાં ડુબેલો હોવાથી તેનામાં આધ્યાત્મિક બળ, આશ્રયસ્થાન અને કાયમની શાંતિ હોતાં નથી.

દેહ (અહંભાવ) ઉપર કાબુ મેળવનાર મનુષ્ય ખરેખરો જ્ઞાની છે. ભૂતો અથવા અલૌકિક દેખાવો જોવા એ તો ક્ષુદ્રબુદ્ધિનું કામ છે અને તે માયાવી હોવાથી તેવું જોનાર જ્ઞાની નથી. પરંતુ જીવને તેના ખરા સ્વરૂપમાં એટલે તેની નિયમિત અવસ્થાઓ અને તેની દિવ્ય શકિતઓ બન્ને રૂપમાં જોનાર તેમજ બધી સૃષ્ટિ એક આત્માની બનેલી સમજનાર અને તેમાં ન્યાય, પ્રેમ અને મુકિતની યોગ્ય રચના કરેલી છે એવું સમજનાર તે ખરેખરા દેખતા જ્ઞાની છે.

જ્ઞાની અને જીવનમુક્ત મનુષ્ય જેણે દેહભાવ (સ્વાર્થ) માયા છોડી દીધી છે તેને અપૂર્વ દર્શન થવાથી જાગ્રત થઇ ગયો છે અને તેમાં તે એક અપૂર્વ મહિમાવાળું બ્રહ્માંડ જુએ છે. તે પરમાત્માને જુએ છે. તેને પૂર્ણપ્રેમ તથા અખંડ શાન્તિરુપી સિદ્ધિઓ મળી ચુકી છે. મલિન વાસનાઓ, સાંકડા મનની ધારણાઓ અને સ્વાર્થી પ્રેમ તથા દ્વેષને ત્યજી દઇ તે જ્ઞાનસોપાન પર ચઢયો હોય છે અને આ પ્રમાણે ઉંચે ચઢવાથી તે વસ્તુઓનો નીતિમય રસ્તો જુએ છે. તેમાં કાંઇ અનિવાર્ય બની જાય તો તેથી તે કાંઇ દિલગીર થતો નથી. જે પ્રેમમાં સ્વાર્થનો જરા પણ વિચાર નહિ આવતાં બીજાનું કલ્યાણ તે જ તેનું કર્તવ્ય સમજે છે, તેવા

પ્રેમમાં તે આરૂઢ થયેલો હોવાથી તે દુઃખરૂપી દુનિયાની પાર ગયો હોય છે; પરંતુ તેથી તે કઠોર—હૃદયહીન છે એમ ના સમજવું. તે સ્વાર્થરહિત હોવાથી દુઃખરહિત હોય છે. જે જે તેને મળી આવે તે તેના ભલા માટે છે અને તેની પાસેથી ખુંચવી લેવામાં આવે તો તે પણ તેના ભલા માટે જ છે એમ સમજતો હોવાથી તે સ્વસ્થ રહે છે. તેણે જીવના બળાપાને પ્રેમના રૂપમાં પલટાવી નાખ્યો હોય છે. તેથી અપાર હેત અને દયાથી તે ભરપૂર હોય છે. તેની શક્તિ જોર જુલમી, લોભી, સંસારી નહિ પરંતુ નિર્દોષ શાન્તિવાળી અને દિવ્ય હોય છે, અને તે કારણે તેનામાં એટલું ગુપ્ત બળ આવ્યું હોય છે કે તેથી તે સગાસંબંધીનું કે દુનિયાનું ભલું કરવા માટે કેવી રીતે તૈયાર થવું અને ક્યારે નમી જવું તે, તે સમજે છે. જો કે તે થોડું બોલે છે તોપણ તે એક ગુરુ જેવો છે; તે અધિકારી છે છતાં બીજા ઉપર અમલ ચલાવવાની ઇચ્છા રાખતો નથી. તે વિજયી છે છતાં પોતાના જાતિભાઇઓને વશ રાખવા યત્ન સરખો પણ કરતો નથી. સૃષ્ટિના નીતિ નિયમનું કાર્ય ઉતાવળથી કરવા માટે તે એક જ્ઞાનરૂપી સાધનવાળો થયો હોય છે. મનુષ્યજાતિના પ્રગટીકરણને દોરવવા માટે તેણે બુદ્ધિશાળી જ્ઞાનદેવીનું રૂપ લીધેલું હોય છે.

આ નવા સૈકાની શરૂઆતમાં બધી દુનિયામાં રૂડા સમાચાર ફરીથી એકવાર પથરાવી દો કે પાપી મનુષ્યોને માટે નિષ્પાપીપણું (નીતિ), દુઃખી માટે સુખ, નિરાશ થયેલા માટે આશા, અને હાર પામેલા માટે વિજય છે. હે મનુષ્ય! તારું હૃદય ગમે તેવા પાપથી ખરડાયેલું હશે અને વિરોધી તૃષ્ણાઓથી અવ્યવસ્થિત થઇ ગયું હશે તોપણ તારા હૃદયમાં

દિવ્યશકિતનું સ્થાન છે, તેજનો ભંડાર છે, તારામાં પરમાત્માનો વાસ છે, અને જયપતાકાનો રાજદંડ તારી રાહ જોયા કરે છે. તારા હ્રદયની ગુફામાં મહાન રાજ્યની ઉંચી ગાદી છે. હે અજ્ઞાનરૂપી ઉંઘથી ઘેરાયેલા જીવ!× તું જાગ્રત થઇ તારા રાજ્યાસન પર બિરાજમાન થા. (तत्त्वमसि) તે પરમાત્મા તું છે. તું જીવ નહિ પરંતુ શિવ છે. "જોઈ સખ્સ સોઈ ખુદાબખ્સ" એમ સમજી જન્મ્યાનું સાર્થક્ય-જીવ્યું પ્રમાણ કરી લે ! !

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

* * *

× ગુજરાતનો વેદાંતી કવિ અખો કહે છે કેઃ-
જો ભુંડા તું છે ચિદઅંશ, જોને વિચારી તારો વંશઃ
તું રાજપુત્ર કાં દીનમાં ભળે, કાં વિચારવાણો ઘરઘર ફરે?
નિજપદ બેસ કળીના જંત, એમ અખાપદ પામ્યા સંત.

